

જુઓ ... ... ... ...

વશંતતિલકા છંદ.

કાંણીઆથી હિત કરી ન પળાય વેઢો,
જાતિ કરે ન ફર તોય પ્રમાણિક રેઢો;
તો કેમ એ અચિત જાતિ રિવાજ માનો.
હાંવા નિસરો ધરમેળ નિકાલ આનો.



અરે !!! છે કોઇ

કાંણિયારી

બાળાનો

બેલી ??



# અથ કાણિયારી કષ્ટ નિવેદની.

વાંચો,

દયાના ખાતર

વિચાર કરો અને



પરમાત્માથી ખરેખર ડરો !!!



१२५६१

हरिः



# વચનામૃત મંજરી

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ॥**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ १ ॥**

દયા ધર્મકા મલહૈ, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડિયે, જબલગ ઘટમેં પ્રાન,
તુલસી હાય ગરીબકી, કબહુ ન મિથ્યા જાઈ,
મરે પશુ કે ચામસેં, લોહ ભસ્મ હો જાઈ.

જો પ્રેમ ને હૃદય હોય દયા સમાણી,
પુજાય તે પુરણ દેવ સમાન પ્રાણી;
જે હોય નિર્દય કઠોર ઉરે અદેખો,
નિંદાય તે મનુજ દાનવ તુલ્ય દેખો.

---

આવૃત્તિ ૧ લી. • પ્રત ૧૦૦૦

ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ કાળુપુર ટંકશાળ—અમદાવાદ.
પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપી.



# ક્ષાણિયારી કષ્ટ નિવેદની.

અને

## બતીશીની બોલબાલા.

---


બનાવનાર, અને છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ઠક્કર પ્રાગજી ડોસજી**

વારાહી ( ઇલાકે બનાસકાંઠા )


---

**વસંતતિલકા છંદ.**

પક્ષી. પશુ અવર જંતુ દયાથી પાળો,<br>
દેખી દુખી મનુજ ના કયમ ઉર બાળો;<br>
દાઝે અરે દિલ દુખી નિરખી સુતા જો<br>
વાંચો ડરી હરિ થકી નિત્ય કાવ્ય આ તો. ૧


૧ ૧૯૮૨ સને ૧૯૨૬

મૂલ્ય—અમૂલ્ય.

# બે બોલ.

સુજ્ઞ બંધુઓ !!!

મનુષ્ય સમાજ પૈકીની કઈ જાતિમાં સ્ત્રીઓને વધારે દુઃખ છે? એવો પ્રશ્ન કદાચ પુછવામાં આવે, તો હું ધારૂં છું કે તેવી બાબતમાં હિન્દુ જાતિનુંજ નામ બહાર આવે. કારણ; જે જ્ઞાતિમાં ફક્ત એકજ વર્ષની બાળકીઓને પરણાવી દેવામાં આવે, છતાં દૈવ યોગથી તે વિધવા થાય તો પણ તેનાથી પુનર્લગ્ન થઈ ન શકે, પરંતુ પુરૂષો ૭૦ વર્ષની ઉમર સુધી પણ ગમે તેટલી વખત પરણી શકે. તેટલાજ ઉપરથી હિન્દુ જાતિની સ્ત્રીઓની સ્થિતિનો ખ્યાલ આવી શકે છે. કિન્તુ એજ પ્રશ્ન જો પેટા જ્ઞાતિઓમાં પુછાય તો જરૂર આપણી લુહાણા જ્ઞાતિનો નંબર પહેલો આવે. સબબ; કે બીજી જ્ઞાતિઓની સ્ત્રીઓને પરણ્યા પછી તેના સાસરીયાં દુઃખ આપી શકે છે, પરંતુ આપણી જ્ઞાતિ તો સગપણ થયા પછી તેની સાથે જોડાનાર બાળક લગ્ન થયા પૂર્વે મરી ગયો, કે તેના ઉપર ત્રાસ ગુજારવા માંડે છે. એ કન્યા સાથે બીજા કોઈએ પોતાના પુત્રનું સગપણ કર્યું; તો પ્રથમના સંબંધથી જોડાએલ બાળકનાં પછીના સબંધવાળાના કુટુમ્બી સાથે સંબંધથી જોડાવાનું તો શું; પરંતુ બોલવા સુધાંતનું બંધ કરે છે. એટલુંજ નહિ પણ પ્રથમના સબંધવાળાની દૃષ્ટિએ પણ કન્યાના પાછળના સબંધીઓએ આવવું જોઈએ નહિં. કારણ તેમને દેખવાથી પોતાનો મરી ગએલો પુત્ર સાંભળી આવે, એથી તેમનું વિસરાઇ ગયેલું દુઃખ પુનઃ તાજું થાય. પોતાના પુત્રને જીવતાં જે લુગડાં કે ઘરાણાં પહેરાવતાં હોય તેજ; બાળકના મરણ પછી બીજા પુત્રને પહેરાવે છતાં મરનાર પુત્ર યાદ આવી તેમને દુઃખ ન થાય પણ એ કન્યા કે તેને ફરી લેનાર નજરે પડે, તો તેમનો ગમે તેટલા સમય પૂર્વે મરેલ પુત્ર યાદ આવી આત્મા દુખાય; એ કેવી અન્યાયબીના? વળી કન્યાનાં માબાપ પણ પ્રથમના સંબંધીઓના ગામમાં કે તેના સબંધવાળાઓમાં તે કન્યાનું ફરી સગપણ કરે તો તેમના ઉપર પણ દ્વેષ રાખે, રાખે ને રાખેજ.

આ પ્રમાણે કુવારી કન્યા ઉપરની અનેક વિટંબણાઓ જોઈ, તેનું દુઃખ ઓછું થવાનો પ્રયાસ કરવાની વૃત્તિ મારી સાથે કેટલાક બીજા ભાઇઓની પણ થઈ, અને એજ સમયમાં મ્હારા વડીલ બંન્ધુ સુંદરજીભાઈની પુત્રી કાણીયારી થવાથી તેના કડવા પરિણામની અસર અમે બન્ને ભાઇઓ ઉપર વિશેષ થઇ. અને ઈશ્વરીય આદેશની માફક વિચાર થયો કે આપણને અત્યારે આ રીવાજથી જેટલું દુઃખ લાગે છે. તેટલુંજ આપણા જેવી સ્થિતિવાળા બીજા ભાઇઓને પણ થતુંજ હશે. માટે આ રિવાજ કેટલો ગેરવ્યાજબી છે તેની ચર્ચા જોશભેર કરવી. એવા વિચારથી જ્યારે જે જે ભાઈઓથી મેળાપ થાય ત્યારે ત્યારે એ ચર્ચા ચલાવવી શરૂ કરી અને આ કાણિયારી કષ્ટ નિવેદની લખી તૈયાર કરી.

આટલાથી મ્હારી ભત્રીજીનું ફરી સગપણ કર્યું ત્યાં સુધી કોઈ વાતાવરણ સુધરી શકયું નહિં. પરંતુ જેમ જેમ પ્રચાર થતો ગયો તેમ તેમ બીજા ભાઈઓની સહાય મળતી જવાથી આજે લાંબા કાળે ઘણા જ્ઞાતિ બન્ધુઓના અંતઃકરણમાં દયાનાં ઝરણો ઉત્પન્ન થવા લાગ્યાં છે. અને વિચારવા લાગ્યા છે કે આપણે રઘુવંશી કહેવાઇએ તેમણે તો સ્ત્રીઓ અને ગાયોનું તેમજ શરણે આવેલનું રક્ષણ કરવું જોઇએ તેના બદલે આપણી પુત્રીઓના ઉપર આટલો જુલમ ગુજારીએ છીએ એ ઓછી ખેદની વાત છે? આપણા કુટુંબમાં, વંશમાં કે સંબંધીઓમાંની પુત્રીઓ હવે પછી કાણિયારી નહિં થાય તેની શી ખાત્રી? જ્યારે એ ભય રહે છે તો કાંઈ નહીં તો આપણી પુત્રીઓને આ કુરિવાજ નડી ન શકે તેટલા સારૂ પણ દરેક ભાઇઓએ જેની સાથે એવા અબોલા રાખતા હોય તે નહિં રાખવા અને ભવિષ્યમાં કોઇ કાણિયારી લેનાર સાથે એવો અટકાવ નહિં રાખવાની પ્રતિજ્ઞાઓ લેવાય તો ભવિષ્યમાં થનાર કાણિયારીને પણ સારા ઘરનો વર મળે. એવા વિચારથી પણ આ રૂઢી તોડી નાખવી જોઈએ. આવા વિચારથી હવે કેટલાક ભાઈઓ કાણિયારી લેનારની સાથે અટકાવ ન રાખવાની પ્રતિજ્ઞાઓ લેતા જાય છે. એ આનંદની વાત છે.

આ બાબતનો ઠક્કર અંબારામ ખગાર, વણતરામ પબજી દાહ્યાલાલ હરજી, આત્મારામ દેવરામ, દયારામ રૂગનાથ વિગેરે

બંધુઓએ ચારપાંચ વરસથી સતત પ્રયાસ આદર્યો છે. તે સાથે ગત સાલથી ઘણાક પુજારા ભાઇઓ પણ ચીવટથી કોશીશ કરવા લાગ્યા છે એ સરવેના સુવાચ્ય પ્રયાસના પરિણામે ઘણાક જ્ઞાતિ ભાઇઓએ એનો અટકાવ નહીં રાખવાની પ્રતિજ્ઞાઓ લીધી છે. અને ધીમે ધીમે લેતા જાય છે. છતાં હજી જ્ઞાતિનો કેટલોક ભાગ આ બાબતમા હઠવાદ ધરાવે છે. તે સર્વના હૃદયમાં પ્રતિજ્ઞા લેવાનું અને તે પ્રમાણે વર્તવાનું બળ આપે એવા હેતુથી લગભગ એકત્રીસ વર્ષો પૂર્વે લખી રાખેલી આ **કાણિયારી કષ્ટ નિવેદની** કે જેમાં જોઈતો સુધારો વધારો કરી, "પ્રકાશિત પહેલા નક્ષત્રમાં" ઝળકી રહેલા તારા સમાન સુજ્ઞબન્ધુઓની આર્થિકસ હાયથી મફત વહેચવા સારૂ છપાવી પ્રસિદ્ધ કરવાનો માંગળીક સમય પ્રાપ્ત થવાથી ઉક્ત સમગ્ર બન્ધુઓને સપ્રેમ ધન્યવાદ આપીઈશ્વરનો ઉપકાર માનું છું.

આટલો લાંબો સમય ગયા છતાં પણ આ લખેલા પુસ્તકને કુથો, કસારી કે ઉધાઈ જેવાં જતુઓએ કશી હાની કરી નથી એટલા માટે હુ એમને પણ ધન્યવાદ આપતાં ખાત્રીથી માનું છું કેઃ—**આ કાણિયારીનો રીવાજ નાબુદ કરવાનો ખાસ પ્રભુનો જ આદેશ છે.** નહિંતર ઉક્ત જતુઓને એવું કયાં જ્ઞાન છે કે તે પુસ્તકને આબાદ રાખે !

સમયાનુસાર આ સ્થળે મારે કહેવું જોઈએ છીએ કેઃ—મારા સાંભળવા પ્રમાણે કચ્છ-વાગડ પ્રદેશમાં વસ્તા આપણા બંધુઓમાં પણ આ ચાલ થોડા ઘણા અશે છે. તેઓ આવી બાળાઓને પોતાની ચોવીસી ;( સંભવા ), બહાર આપવાનીફરજ પાડે છે. તેમજ જૈન બંધુઓમાં પણ ઉતરેલી કન્યા કહેવાનો રીવાજ છે. ઠીક છે તકરાર તો ઓછી છે પરંતુ પાકેલી કેરીઓના સ્વાદમાં ખટાશ નહિ છતાં સોજાવાળા દરદીને તો એ દુર્ગુણજ આપે છે. તેમ એને પણ હું તો દુર્ગુણજ માનું છું કોણ કહે છે કે ખસખસ જેવડા વડના બીજમાથી કાળાંતરે મોટો વડ ન થાય? થાયજ. માટે એ બન્ધુઓએ પણ એ બીજ નિર્મૂળ કરવું જોઇએ. એમ મારી નમ્ર પ્રાર્થના છે.

| હારીજ તા. ૧૮–૧–૨૬ સોમ<br>વસંત પંચમી ૧૯૮૨ | તમારોજ હિતાભિલાષિ<br>**આગજી ડોસજી.** |
|---|---|

# પ્રકાશિત પાંચ નક્ષત્રો.

## દોહરો.

અઠ્યાવિશ નક્ષત્રમાં, પામ્યાં પાંચ પ્રકાશ;
કરી પરીક્ષા કહો ક્યું, એમાં અધિક ઉજાશ.

## ૧ દયાળુ નામમાળા.

અમને જણાવતાં બેહદ આનંદ થાય છે કેઃ—કાણિયારીના કઠોર રિવાજને નાબુદ કરવો યોગ્ય માની એ નિર્દય રિવાજથી પિડાતી બાળકીઓ ઉપર દયા લાવી આ કામમાં અમને કેટલાક બંધુઓએ આર્થિક મદદ આપી ઉત્તેજન આપેલ છે. આવા સુહૃદય વિવેકી બન્ધુઓનાં નામોની માળા અહીં ઉપકાર સાથે પ્રસિદ્ધ કરીએ છીએ. પ્રભુ એમની મન કામના સદા પુરે અને વંશની વૃદ્ધિ કરે.

૩૦) ઠક્કર વિઠ્ઠલદાસ મેઘજીભાઈ ૧૦) ઠક્કર પ્રાગજી દયારામ. હારીજ ૧૦) ઠક્કર પીતાંબર સાંમજી ૫) ઠક્કર કાળીદાસ કુબેર લોલાડા ૫) એક સદ્‌ગ્રહસ્થ બંધુ—અમદાવાદ ૫) ઠક્કર દલ-પતરામ તલકસી ૫) ઠક્કર અંબારામ અરજણ. ૫) ઠક્કર આત્મા-રામ પીતાંબર ૫) ઠક્કર ટોકર રૂપસી ૨) ઠક્કર મોહન ખુશાલ. ૨) ઠક્કર રવજી મોહન ૨) ઠક્કર અંબારામ સોમજી હારીજ ૨) ઠક્કર શીવરામ પ્રાગજી રામજી ધરવડી ૧) ઠક્કર મોતીરામ દયારામ. ૧) ઠક્કર ખેંગાર દાનસાંગ ૧) ઠક્કર મગનલાલ ત્રિભોવનદાસ ૧) ઠક્કર દેવચંદ ભાણજી ૧) ઠક્કર વ્હાલજી ભાણજી તથા જીવરાજ ભાણજી. હારીજ. એકંદર રૂ. ૯૩) અંકે ત્રાણું

## ૨ આદર્શ નામમાળા.

ગત જન્માષ્ટમીના અરસાથી આજ પર્યંત આ કાણિયારીના નિંદક રિવાજનો પરિત્યાગ કરવાની ખાસ અભિલાષાથી કેટલાક વિચારશીલ બન્ધુઓએ એ રિવાજ બિલકુલ નહિ પાળવાની સખ્ત પ્રતિજ્ઞાઓ લીધી છે. બીજા બન્ધુઓએ તેમનો ધડો લેવાને ખાતર એ આદર્શરૂપ બન્ધુઓની નામમાળા અહિં પ્રકાશ કરતાં પરમાત્મા પાસે માગીએ છીએ કે પ્રભુ તેમના આનંદમાં હરહમેશ વૃદ્ધિ કરે અને તેમની પ્રતિજ્ઞાઓ તેમનાથી ચિરકાળ પર્યંત દ્રઢતા પૂર્વક

પાળી શકાય એવું મનોબળ આપે. વળી એવાંજ બીજાં પણ પરો-
કારી કામો એમના હાથે કરાવરાવે.

**હારીજમાં** વસ્તા બન્ધુઓઃ—૧ પ્રાગજી દયારામ. ૨ દલપ-
તરામ તલકસી. ૩ ભુદર દલીચંદ; તન્ના ૪ પ્રભુરામ ખેંગાર ૫
વખતરામ પબજી ૬ આત્મારામ પીતાંબર ૭ મોહન ખુશાલ ૮
લવજી રોસજી ૯ ગંગારામ અરજણ ૧૦ વૈકુઠરામ કાંથડ ૧૧
૧૨ કહાનજી તલકસી ૧૩ ગોવરધન મનજી ૧૪ ભગવાન સોમજી
૧૫ રઘુરામ ખેંગાર ૧૬ લાલજી વખતરામ ૧૭ જેઠા રણછોડ ૧૮
ટોકર રૂપસી. ૧૯ મનસુખરામ ભોજાભાઈ ૨૦ ચતુર મુલજી રાઘ-
વજી ૨૧ કાંથડ ભવાન ૨૨ નારણ પચાણ ૨૩ મોતીરામ દયારામ. ૨૪
જીવરામ પ્રાગજી ૨૫ શીવરામ મલજી ૨૬ ભુદરલાલ ડાહ્યાલાલ.
૨૭ પ્રાગજી ચતુર ૨૮ જીવણ પ્રેમજી ૨૯ રવજી મોહન ૩૦ ખેં-
ગાર દાનસંગ ૩૧ દેવચંદ ભાણજી ૩૨ જીવરામ ભાણજી ૩૩
નાગજી કરસન ૩૪ પોપટ અવચળ ૩૫ દેવજી નેણસી ૩૬ મેઘજી
મોતી ૩૭ કાળીદાસ જેઠા ૩૮ કેવળ પીતાંબર.

બીજા ગામોના બન્ધુઓઃ—૧ જમનાલાલ મોહનલાલ. **વારાહી**
૨ જેસીંગ છગન ૩ જેસીગ ગણેસ. ૪ અમૃતલાલ ખેતસી **દુવડ**
૫ રવજી ધનજી **સમી** ૬ ધનજી અરજણ. **કોડધા** ૭ ભુદર
માનચંદ **અંકુર મોદી** ૮ ગણેસ મોહન **શુજરવાડા**

### ૩ આનું નામ તે વિવેક.

વારાહીવાળા ઠક્કર જગજીવન પુરૂષોત્તમની દીકરી બાઇ વા-
લુબાઇનું સગપણ પ્રથમ ગોતરકાના ઠક્કર હરજી મનજી ડોસા
(પુજારા) ના દિકરા ચુનીલાલ સાથે થએલ પરંતુ લગ્ન થયા પુર્વે
તે ચુનીલાલ આ અસાર સસારનો ત્યાગ કરી જવાથી થોડી મુદત
પૂર્વે વારાહી મુકામે પુજારાઓનું આખું કુટુંબ કોઈ ઈતર કાર્ય
પ્રસંગે એકઠું થએલ તેમાં સઘળા ભાઈઓ એક મત થઈ એવા
ઠરાવ ઉપર આવ્યા કે **આ કાણીયારીનો નિર્દય રીવાજ બંધ
કરવાની પહેલ આપણેજ કરવી** તે એવી રીતે કે આપણી
કાણિયારી કન્યા પાછી આપણેજ લેવી એટલે, બાઇઓથી એ વેઠો
સાચવી શકાય નહિં એમ ચોક્કસ કરી તે વાલુબાઇનું ફરી સંબંધ

ભાભેરવાળા ઠક્કર લવજી વીલા (પુનારા) ના દીકરા નરભેરામ સાથે કર્યું. ધન્ય છે પુનારાઓની વિવેક બુદ્ધિને ! આથી વધારે આનંદ શું હોઈ શકે ? આવાં ઉત્તમ કાર્યો કરવાના લીધેજ તેમને જ્ઞાતિમાં ઉચ્ચ સત્કાર મળેલ છે. જે અદ્યાપિ સુધી ચાલુ છે અને આખી જ્ઞાતિને તે વિદિત છે એટલે મારે તે લખી બતાવવું જરૂરનું નથી. પુનારા શબ્દના પુજ + આરા એટલે જેના રિવાજ વંદનીય છે તે અથવા પુજ + રાહ એટલે વંદનીય રીત રિવાજવાળા માની તેમની શાખાનું આવું ઉત્તમ નામ પડેલું હશે એમ અમને તો ચોકસ ભાસે છે. એક કવિએ કહ્યું છે કેઃ—

ગાડા વાટે ગાડલી, કાયર કા કપૂત
વિણ વાટે વાટો કરે, શૂરા કાં સપૂત.

એક બીજા કવીએ તો વળી ઠીકજ કહ્યું છે કેઃ—

જનની જણ તો ભક્ત જન, કાં દાતા કાં શૂર
નહિં તો રહેજે વાંઝણી, રખે ગુમાવે નૂર.

શું આતે એક સુવાચ્ય નક્ષત્ર કે માળારૂપે હૃદયે ધારણ કરવાના અમારા અમુલ્ય હીરા ?

### ૪ વિવેક છતાં વાંધો

પૂનરાઓનો ઉક્ત પ્રસંગ આવ્યા પૂર્વે કેટલાક વર્ષો અગાડી એક આવોજ પ્રસશનીય પ્રસંગ લેખકે આનંદથી વધાવ્યો હતો. વારાહી વાળા ઠક્કર માધવજી રામજીનાભાઈ ખુશાલ રામજીના દીકરા કરમશી ખુશાલના એક સગીર વયના દીકરાનો સબંધ ભાભેર ઠક્કર પરમજી વાસજીની દીકરી બાઈ મુળીબાઇ સાથે થયા પછી તુરતમાંજ તે દીકરો ગુજરી ગએલ અને તે બાઇનો ફરી સબંધ થઈ લગ્ન ઠક્કર દલપતરામ નલકસી હારીજવાળા સાથે થવાથી તે રામજી બજાણી વાળાની કાણિયારી હોવાથી તેમને એ વેઢો કેટલાંક વર્ષ સુધી અડચણકારી રહ્યો પરંતુ લગભગ પંદરેક વર્ષો થયાં તે માધવજી રામજીના દીકરા મોતીલાલ માધવજીએ આ રિવાજ અકારો માની તેજ વાસજી સાંમજીવાળામાં બીજો સંબંધ જોડવા પોતાના દીકરા વાલજી માટે ભાભેરવાળા ઠક્કર ચતુર રતનસી વાસજીની દીકરી બાઇ જીજીબાઈની માગણી કરી પરંતુ

ત્યાં આ મુળી બાઇના વેહાની ચરચા ચાલતાં સદરે કરમસી ખુશાલ અને મોતીલાલ માધવજી બન્નેએ એ મુળીબાઇના હાથનું જમવાનો સ્વિકાર કરી તેઓ સગપણ કરવા ગએલા. અને ત્યાં પોતાનું પવિત્ર વચન પાળેલું આ મંગળ દાયક કાર્યથી અમે તો અનંત સંતોષ થયા. કે જેને આખા હિંદના લેખકો માત્ર ઉચ્ચ જ્ઞાતિનો ક્ષત્રીય માની સાચી ઓળખાણથી પોતાનું અજ્ઞાનપણું બતાવે છે એજ મહાન સમ્રાટ અકબર ના સુવાચ્ય નક્ષત્ર **ટોડર મલના** આ વંશમાં આવા ઉત્તમ કાર્ય થાય એ યોગ્ય છે. પરંતુ દિલગીરી સાથે લખવું જોઇએ છીએકે જ્યારે વારાહી શ્રી લુહાણા મહાજને આ રૂઢી રદ કરવાનો ચોકસ ઠરાવ ઘડવા માડયો ત્યારે ઉક્ત મોતીલાલેજ તેમાં વાંધો લીધો. શું; આ કાર્ય તેમને છાજતું હશે ?

**પ અફસોસ!!!**

અમે સાંભળ્યું છે કે થોડા માસ થયાં કાળિયારીના લોહિથી લખાએલી એક અરજી શ્રી વારાહી મહાજનમાં આવી છે આથી વિશેષ શોચનીય શું હોઇ શકે ? શિવ ! શિવ ! ! શિવ ! ! !



# એરે !! છે કોઇ કાણિયારીનો બેલી ???

## વિના વાંકે વગાવો છો કેમ ?

### દોહરો

કા'ણિયારિના કષ્ટિની, બેહદ ખુલ્લી બ્હાર;
તોપણુ શું રઘુવંશિ આ, કૃપા કરેંન લગાર! ૬

### ભુજંગી છંદ

નજાણે બિચારી સુસંસાર રીતી,
નજાણે પતિધર્મ કે પૂર્ણ પ્રીતી;
સગાઇ કરીને ફસાવો ન જોવો,
વિના વાંક શું બાળકીને વગોવો. ૧
તમારે જુએ લ્હાવ આવા ન માલા,
હણોહીત સંતાનનું પૂર્ણ ઠાલા;
હણી બાણુ આ ચાલ[1] ને પૂર્ણ રોવો, વિના૦ ૨
કુમારી ગણી દેવિના તુલ્ય પૂજો,
મહાકષ્ટ દેતાં કદાપિ ન ધ્રૂજો;
અરે ધર્મ વાત્સલ્યનો [2] આમ ખાવો, વિના૦ ૩
સ્વિકારો મહાયજ્ઞ કન્યા વિવાહે,
મહાપુન્ય એ દાન માનો ઉછાહે[3]
ફ્કુ ચાલને કાં દયા છોડિ ટોવો.[4] વિના૦ ૪
ન માગી સગાઇ કદી ચાહિ બાળા,
તમારી મતીથી મથ્યા છો રૂપાળા;
જમાઇ જમે લીધ શું ધર્મ ધોવો. વિના૦ ૫
કયો વાંક ત્યાં બાળકીનો બતાવો,

---

૧ ચાલ રૂપી બાણુ. ૨ માબાપના પ્રેમનો ૩ ઉત્સવથી ૪ જાળવો, ઉછેરો,

ગુન્હો દેખિ દે દંડ દાવો પતાગો;
લડે ખેમલો માર આ ખાય ગોવો, વિના૦ ૬
કહ્યું ખેદ પામી ગણી એ નવાઇ,
ઉછેરો ન કંથેરને પાણિ પાઇ
પ્રભુથી ડરી લાજિ આ ચાલ ખોવો વિના૦ ૭
સુરીતી પ્રીતી કે નિતિ ના સ્વિકારી,
સગાઇ કર્યાથી કહી કાંણિયારી;
નડો છો અહી નીચતા કાં નિચોવો, વિના૦ ૮
રઘુવંશનું રક્ત[1] આ આવું શાથી,
પિડો પુત્રિને આમ રે શરતાથી
પિતાના મુખે ધૂળ ધારો[2] ન ધોવો, વિના૦ ૯
ગણી બાપનો ચાલ ને બાથ ઘાલો.
અરે ધર્મનીતિ પ્રિતીને ન ઝાલો;
સહુ જાણુ છે તોય આ ધંધ[3] ધારે,
પછી પ્રાગ લાવી દયા ક્યાં પુકારે. ૧૦

દોહરા.

દીર્ઘ વખતથી[4] દાખવું, કાણિયારિ કષ્ટ;
ચળવળ ચાલી ચાલની, ન થયો તો પણ નષ્ટ. ૧
કરો પ્રતિજ્ઞા દઢ હવે, સમજ્યા ઘણું સમાજ
માગો માંફ પ્રભુ કને, લેશ ધરી ઉર લાજ ૨
ગાય પશાણી ગોતિને, કીધો કાળો કેર
આવી શરણે એટલે, વાળ્યું કયાંનું વેર. ૩
પુત્રીનું પાણી કદી, લેન લુહાણા ભાઇ;
અરગણુ લોહિ ચુસાય આ, નિરખું મહા નવાઇ ૪

---

૧ લોહિ ૨ हमरे कुल इन परन हुराई કેમકે દીકરી અને ગાય બરાબરજ છે. ૩ કજીયા ૪ સંવત ૧૯૫૧ ના ચૈત્ર સુદ ૧ થી.

 

## વિનય દ્વાદશી.

રાગ પારણાનો.

માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે રે. એરાહ

---

મારી નમ્ર અરજ આ જ્ઞાત જનમળિ સાંભળોરે.
હું તો કરગરિ કહું છું થાવા સહુનું શ્રેય;
એમાં લેશ ન સ્વારથ મારો મનથી માનજોરે
થાવા જ્ઞાતિનું સુભ રાખું મારૂં ધ્યેય. મારી૦ ૧
આપણુ રામ તનુજ લવવંશ વિષે અવતાર છેરે
એનું ગૌરવ ઘટતાં મરવું તે તો ઠીક;
માટે અઘટિત કારજ આચરિએ કેવી રીતે રે
લાજે માત પિતા એ મોટી મનથી બીક. મારી૦ ૨
આપણુ પૂર્વજના ગૌરવની ખ્યાતિ વિશ્વમાંરે.
જે ઇતિહાસ પુરાણે વિધ વિધ કીર્તિ ગવાય,
સાચા સત્યવાદિ હરિશ્ચંદ્ર, સગર, અમરીશ ને રે
દેખો દિલિપ, ભગીરથ, રઘુ, અજ, દશરથરાય, મારી૦ ૩
જેણે સત્ય હિતે તન ત્યાગ્યાં મહા દુઃખ માણીયાં રે
આજે આપણુ એની રજ સમ કેમ થવાય.
જેણે ગૌ બ્રાહ્મણ હરિજન સુરની શેવા કરીરે,
વારે ધાયા વિસરી ધન, મન વ્હાલી કાય. મારી૦ ૪
શૂરા પૂરા તોપણુ અંતર કોમળ એમનાં રે
મિથ્યા માન, જુઠ, ઇર્ષ્યા નહિં જેના ઉર
નિર્મળ નારી ધારી નડતા કોઇ ન સાંભળ્યારે
કન્યા કેમ દુભે એ કો દિન થઇને ક્રૂર. મારી૦ ૫
* કો' છો કાણિયારીનો ચાલ. અમારા બાપનોરે
એતો વાત મને ભાસે છે આત નિરમૂળ
સાચી હોત જરી તો થાત પ્રસિદ્ધ પુરાણુમાંરે
વ્હાલા પેટ વલોવી ઉપજાવા શું શૂળ, મારી૦ ૬
કન્યા નડતાં સા'સા સ્વારથ કો સચવાય છે રે

શું જમ નિરદયના ઉર થાંય કરી કરૂણાય<br>
બીજા વેઢા થાતાં અટક્યા નહિં એવું કર્યે રે<br>
શું આવરેહા ઓછી તેં કહિએ લંબાય. મારી૦ ૭<br>
ઉલટાં વૈર વધે છે દિન દિન દેખો નાતમાંરે<br>
બીજી ન્યાતો માંહી નિંદા આથી થાય.<br>
ચરચા લોક કરે તે જ્ઞાતિ ક્યાં નથી જાણુતીરે<br>
કોતો કોરટમાંહી ધરાઇ ધક્કા ખાય. મારી૦ ૮<br>
એમાં સ્વાદ કયો છે શાણા સૌ સમજો તમેરે<br>
જેથી વ્હાલો કરીને બેઠા ઘાલી બાથ;<br>
ઉલટા કામ ચુકો ઘર. નામ લજાવો બાપનુંરે<br>
શોભા નહિં પામો કંકાશે કોઇ સંઘાત. મારી૦ ૯<br>
લાવા સંપ કરી લેવાને સગપણ સાંધિએરે<br>
તેમાં સળગાવો શું ખેર તણા અંગાર<br>
બીજાં સગપણ સાધી સમજી સંપ વધારીએરે<br>
તો તો માનું હું સમજુ મુજ શિર સરદાર. મારી૦ ૧૦<br>
લેવા ધારીતી નિજ બાળ હિતે જે બાળકીરે<br>
આણી અંતરથી નિત્ય એ પર અધિકું હેત;<br>
તેનું સદાય દિલ રાખી તેનાં દુખડાં હરોરે<br>
વાંક વિના નહિં કરવી એને આમ ફજેત. મારી૦ ૧૧<br>
મોટા તોજ ખરા હું માનું મારા શેઠીયારે<br>
લીંબુ ઠરવા જેવી જાણું મુખની મુંછ<br>
માની એવું ડરિ હરિથી આ ચાલ વિદારજોરે<br>
આમે પ્રાગ શાંતિ તો જાનાં રૂઠી તુચ્છ. મારી૦ ૧૨

દોહરો.

કરી પ્રતિજ્ઞા પ્રેમથી, સુભ રીતે સચવાય;<br>
હિંચોળો તુટી પડે, ગોરાદે પટકાય.

---

હ્યો, આ કાગળ વાંચો, અને<br>
સાથેના કાર્ડમાં (પ્રતીજ્ઞા પત્રમાં) આપની સહીઓ કરો.

# કણિયારી કષ્ટનિવેદની.

### मंगलम्.

ब्रह्मात्मजे नमस्तुभ्यं नमस्तुभ्यं शिवात्मज ।
यत्प्रसादात्करोमीदम् बालिकाकष्टबोधनीम्‌ ॥१॥

### દોહરા.

શ્રી ગણપતિ પદને નમી, શમરૂં શારદ શેશ;
ગિરિ હિમાચળની સુતા, તે પતિ પુજું મહેશ. ૨
વાર વાર પદ પ્રણુમિને, લાગું બે કર જોડ;
કૃપા કરી મુજ ઉપરે, દ્યો બુદ્ધિ રણછોડ. ૩

### શાર્દુલ વિક્રિડિત છંદ.

હે વિશ્વેશ[1] દયા કરી દુઃખ હરો,આ જ્ઞાતિ મારી તણું,
કાપો તે કિરતાર લોહર[2] વિષે, અજ્ઞાન જામ્યું ઘણું;
કાઢી સર્વ કુચાલ લક્ષ સમજી, આપો નિતિ ઓપતી;
કીર્તિ દેશ વિદેશ મધ્ય પૃથ્વી, સ્નેહે કરો સોભતી. ૪

### દોહરા.

સુભમતિ પતિ શ્રીનાથ પદ, પ્રેમે લાગી પાય;
કાવ્ય કરૂં સુખ પામવા, લવવંશજ દુહિતાય. ૫
રાઘવ સુત લવરાયના, વંશજ કહિએ જેહ;
વારાફી પ્રગણે વસ્યા, દુખી નિહાળ્યા તેહ. ૬
તેમ થવાનાં કારણો, ભિન્ન ભિન્ન કે'વાય;
તેહ વિદારી શ્રીહરિ, સુખિયા કરો સદાય. ૭
એક દિવસ સુભ સ્થાનમાં, પ્રૌઢા કામ પ્રસંગ;
લવવંશી સઘળા મળી, બેઠા સહિત ઉમંગ ૮
એ સ્થાનકમાં આવિયો, દુખિયો એક અપાર;

---

૧ વિશ્વના પતિ, પરમેશ્વર. ૨ લવાણા, લુહાણા.

કૃષ તન મુખ નિશ્વાસ ને, નેત્રે જળની ધાર. ૯
એક શબ્દ ઉચરાય નહિં, અધિક અધિક અકળાય;
અંગ અંગ કંપે અતિ, દેખી કરૂણા થાય. ૧૦
પુછ્યું તેને પ્રેમથી, દુઃખ હરવા તે ઠાર;
બોલ્યો ત્યારે કરગરી, પ્રૌઢો કરી પુકાર. ૧૧
એક હતો બેઠેલ ત્યાં, તે દેખાડી દ્રષ્ટ;
આ નર મુજને હરનિશે, કપરૂં આપે કષ્ટ. ૧૨
સભા વિષે તે સાંભળી, સઘળું જાવા શૂળ;
શિખામણ હિત સર્વને કહી વાત અનુકુળ. ૧૩

ધોળ.

જંજાળી જીવડે, મુક્તિની જુક્તિ ન જાણી. એ રાહ,
ઓ સાણા બંધુ, શાને લડીને મરો છો;
જીવને જંપ વળે ના જેથી, એવાં કામ કરો છોરે ટેક.
પ્રભુએ આ માનવ તન આપી, મહા ઉપકાર કર્યો છે;
સંપી સુખ સાધ્યાનું છોડી, કુસંપ કાં સમર્યો છે રે ઓ૦ ૧
ખાર ખેદ ધરિ કરો ખોદણી, જુઠાં આળ ચડાવો;
ઇશ્વરનો ડર અળગો મુકી, દૂષણ આપ છુપાવો રે ઓ૦ ૨
સંપી રે'તાં શું દુઃખ ઉપજે, એ અમને સમજાવો;
વિણ કમાણિનો ધંધો આવો, નવરા કાં નિપજાવો રે ઓ૦ ૩
વ્હાલાંમાં વિખવાદ થવાને, ખોટા ખાંચા ખોળો;
મા બ્હેનો સરમાય સાંભળી, એવી ગાળો બોલો રે ઓ૦ ૪
સારૂં મારૂં ખારૂં પરનું, કાં આડે મમ આવે;
અન્ય સંગ લડતાં અડચણ કરિ, કો'છો કેમ અડાવેરે ઓ૦૫
બાળકના કજિયાનું બ્હાનું, કૈક કા'ડિને લડતાં;
થાય અબોલા પણ બાળક તો, ભેળાંરે આથડતાંરે ઓ૦ ૬
નિસિદ્ધ રસ્તે નામ કાઢવા, પાડોશીને નડતા;
બહાદુર બનવા બહુ બહુ બોલે, ભડતા[1] ભૂમાં[2] પડતારે.

૧ મારામારી કરતા. ૨ પૃથ્વીમાં.

સરકારે તકરાર ચલાવી, વકિલ લડાવે ખાલી;
પાયમાલિ પૈસાની કરિને, રોવે પછી મોં વાળીરે. ઓ૦ ૮
મારૂં તારૂં કરી લડી મરી, હૈયું હોડે ફોડો;
હાથ ઘસી જમ સંગે જાતાં, જખ મારી જગ છોડો રે ઓ૦ ૯
જગ જન્મ્યાનું સાર્થક જાણી, પ્રાગ વચન પરમાણો;
ઇશ્વરને સંતુષ્ટ રાખવા, સ્નેહ સહુમાં આણો રે ઓ૦ ૧૦

દોહરા.

સુણિ શિક્ષા સમજી રહ્યો, વદ્યો ન અક્ષર એક;
હું દિલગિર દિલમાં થયો, માની કૌતુક છેક. ૧૪
કારણ પુછ્યું કલેશનું, મેં મુખથી તે વાર;
કાંણિયારિ લેવા તણું, કીધું કરી ઉચ્ચાર. ૧૫
કાંણિયારીના અર્થને, નહિં સમજ્યો હું લેશ;
તે પુછ્યે મહાજન વિષે, બોલ્યો માણસ બેશ. ૧૬
તનયા[૧] અને તનુજનાં,[૨] બાળ વયે મન મોઇ;[૩]
સગપણ[૪] કીધાં સ્નેહથી, જોડ સમોવડ જોઈ. ૧૭
સગપણ થાતાં સર્વદા, સ્નેહ વધે સુખકાર;
પ્રેમ નિશાની[૫] લ્હેરને, સૌ જાણે સંસાર. ૧૮
એ રીતે સર્વે સગાં, રે'તાં મનમાં મગ્ન;
મન જાણે કરશું હવે, યોગ્ય ઉમરે લગ્ન. ૧૯
પણ પૂરવ પાપે કરી, દુ:ખ દે એજ સંબંધ;[૪]
કરોડ વાતે કયમ ખશે, કહો કરમના બંધ. ૨૦
લેખ લલાટ[૬] લખેલ જે, તે ન મટે તલભાર;
કહું જે કારણથી પછી, હોંશ હાણ કરનાર. ૨૧

કવિત.

સ્નેહ વધે સગાં વિષે, સગપણ થાતાં ઠીક;
આવકાર આપે એક બીજાને ઉચારિને,

---

૧ દીકરી ૨ દીકરાનાં ૩ મોહ પામી ૪ વેવીશાળ ૫ કેફની ૬ કપાળ.

અધિક ઉચ્છવ કરે જ્ઞાતિના રિવાજ ભાળી;
લ્હાવા લેવા ભવિષ્યમાં મોદ[1] મન ધારિને. ૧
પાળે કોઇ કીર તેમ મનુજ[2] તનુજ[3] પાળે;
અનુચર[4] રૂપે કે અનુજ[5] અર્થ સારિને,
તેવે કષ્ટકારી દુષ્ટ કોપે સુત[3] નાશ પામે;
કેંવરાય કાંણિયારિ ત્યારે તે કુવારીને.[6] ૨૨
ભોગ જોગે બને પુરા પાપે કાંણિયારિ કોઇ
ઘણો છે સંતાપ તાપકારી માત તાતને,
કુળવાન કોઈ નર પકડે ના પાણિ[7] એનો;
સગપણ સંબંધી કો પુછાવે[8] ના વાતને;
મળતી ન હોય કોધિ હોત્રાના કે અન્ય વાંધે
ધનહીંણુ વિદ્યાહીંણુ કે ન ઓથ જાત ને,
નિર્ધન ન ધામિ[9] કશિ ખામી વપુ[10] વિષે ન તો
વરે વૃદ્ધ નર કે ન ગાંઠે રીત ભાતને. ૨૩
તેવો નર વરે તોએ ચે'રો થાય ચાર ગણો
નિંદે નારી વૃંદ રાત દિન વાટ ઘાટમાં,
કે'શે મળતી ન'તી શું બાળકી ગરીબની કે
કાંણિયારિ વરી[11] પડયો ઉલટો ઉચાટમાં;
આવકની લાલચે લોભાયો એ લવાણો હશે
નહિં તો ખચીત એની બુદ્ધિ વસી વાટમાં,
આવા અપવાદ પામે ને પીડા પછીથી ભારે
વદું શું વધારે એથી નિંદિત છે નાતમાં. ૨૪
મરનાર તણાં માસી ફોઇ મા ને મામો મામી

---

૧ આનંદ ૨ માણુસ ૩ દીકરો ૪ ચાકર ૫ નાનોભાઈ ૬ નહિં પરણાવેલી કન્યાને. ૭ હાથ. અર્થાત્ પાણિગ્રહણ કરે નહિં. ૮ અન્ય સ્થળોની માફક અહિં દીકરીનો બાપ નહિં પુછાવતાં દીકરાનો બાપજ સગપણનું પુછાવે છે. ૯ ઘરબાર વગરનો ૧૦ શરીર ૧૧ પરણી

બેન બંધવ ને કાકો કાકી ફુવો તેટલા,
બોલે નહીં કાંણિયારી લેનારા પુરૂષથી કો'
તેની સાત પેઢી તણાં છે સબંધી જેટલાં;
તેમ તે લેનારનાં સંબંધી સંગ બોલે નહિ
રાખે ઉંચાં દિલ આપનારથી એ એટલાં
કાંણિયારી બાળા તણાં બાળકી બાળક પણ
વરવાં કઠિણ કહો સંકટ એ કેટલાં. ૨૫

ઇન્દ્રવિજય છંદ.

હોય વિવાહ[1] અવાસ[2] વિષે કદિ અન્ય અરે હિતકારિ સગાના
જાન વિષે ન જવાય જરૂર મરેલ તણા ગણિ સ્નેહિ સદાના;
બાળકિ તાત[3] ઘરે કદિ ઉચ્છવ તોપણ તેમ વિચાર થવાના;
એ વિણ અન્ય અપાર અહોનિશ ભોગ મળે ભલિ ભાત સુતાના.

દોહરા.

કાણિયાદિ આવી શકે, ત્યાં સગાઇનો બાધ;
એમજ જ્યાં મેમાન ગતિ, ત્યાં પણ મ્હા ઉત્પાત. ૨૬
વરનો મામો તાત કે, સગાં ન બોલે કોય;
જમાઇ જાતાં જોઇલ્યો, વૈર વધારે હોય. ૨૭
એક જાય જામાત્રને, બીજો સંગ સનેહ;
વળી વિકટ છે એ વિષે, હોય માયલું[4] તેહ. ૨૮
ગણે પ્રથમ સૌ ચિત વિષે, ક્યાંથી એવું થાય;
જેમ દૂધમાં નાખીને, સાકર સ્નેહિ પાય. ૨૯
પણ પાછળ આવું થતાં, પૂરણ તે પસ્તાય;
સાકર પણ સોમલ સમા, ઝેર બરાબર થાય. ૩૦
હોય કરેલાં પૂર્વનાં, પ્રચંડ પૂરાં પાપ;
આ ભવમાં એને બને, આવા સૌ ઉત્પાત. ૩૧

---

૧ લગ્ન ૨ ઘરે ૩ બાપ, પિતા ૪ અંદર અંદરનું સગુ. પ્રથમનાં સગાં હોય તેમનીજ સંગાથે ફરી નવું સગપણ કરવું તે.

હમણાં એજ રિવાજથી, બહુને બોલી બંધ;
લડે ઘણા તે વૈરમાં, મચે હજારો ધંધ. ૩૨
એમજ આ બન્ને વિષે, જામે જબરૂ જુદ્ધ;
મળે મનુષ્ય જોવા સહુ, બોલે બહુ અશુદ્ધ. ૩૩

કવિ વાક્ય:—ઈન્દ્રવિજય છંદ.

રે અભિમાન ધરી અમથું અવિચાર ભરી ઉચર્યો મુખ વાણી,
ઇશ્વરની ગતિ બંધ થવા મતિમંદ રિવાજ કર્યો કયમ જાણી;
જોર કર્યું અધિકું પણ એથીં ન અર્થ સર્યો મન એમ પ્રમાણી.
દોશ વિના દિન બાળકિને દુઃખ દૈ અપવાદ લીધા બહુ તાણી.૩૪
દેવ ન કોઈ તણું કદિ રક્ષણ લાકડી હાથ ગ્રહી કરવાનો,
ભક્ષણ તેમ પ્રત્યક્ષ કરે ન કુલક્ષણ ના શિખ દૈ હરવાનો;
તો પણ માનવની ગતિ માફક સુખ કે દુઃખ શિરે ધરવાનો,
તે મતિમંદ ન ચિત્ત ધરે ઉલટો અભિમાન ધરી ફરવાનો. ૩૫
આપ અપાર કુચાલથી કોપિ કુસંપ થવા વિધિએ[1] વિધિ[2] કીધી,
ભ્રાત પિતા કુળ જ્ઞાતિ વિષે વઢવા મતિ તુચ્છ જનો મન દીધી;
તેજ કુસંપ કરી બહુ જોર હરાવિ વિભૂતિ[3] હરી સહુ લીધી,
તોય ન ચેતિ શક્યા લવવંજ[4] લેશ કદી ન કરી મતિ સિદ્ધિ.૩૬

છપ્પા.

સુણો લુહાણા ભાઈ, ઉમંગે અરજી ઉચરૂં;
આપણને દુઃખ દાઈ, તજો તે કામજ કપરૂં;
સકળ સુખનું મૂળ, સંપ સાણા ઉર ધારો;
હળિમળિ રે'સહુ જ્ઞાતિ,મળે ઝટ સુખનો આરો;
છે નિકટ સબંધ તમથી અતિ, વશ્યો સંગમાં હું સદા
તે સરવ વાત લઈ લક્ષમાં, ફરજ કરૂં મારી અદા. ૩૭

---

૧ બ્રહ્માએ ૨ યુક્તિ ૩ પૈસો, ધન,સ્મૃદ્ધિ ૪ લવનાવંશી, લુહાણા એ શબ્દો સંસ્કૃત लव+न्+आम्=लवानाम् ઉપરથી થયો જણાય છે.

હતો આપણો દેશ, સરવથી અધિક વિત્તમાં;
હતો આપણો દેશ, સરવથી ધરમ પ્રીતમાં
હતો આપણો દેશ, વિવેકે સત્યે જેવો
હતો આપણો દેશ, કળા કૌશલ્યે તેવો.
અતિ શૂર દયા ને ન્યાયથી, કાવ્યા સર્વ શિરોમણી
એ ભરતવાસિ સહુ ભાઇની, આજ કીર્તિ ઝાંખી ઘણી. ૩૮

દોહરા.

વરણ ચાર ધરણી વિષે, ધર્મ ધુરંધર એહ;
બ્રાહ્મણ ક્ષત્રિ વૈશ્ય મળિ, શૂદ્ર વર્ણવ્યા તેહ. ૩૯
એ ચારેમાં ક્ષત્રિકુળ, અધિક મેળવે માન;
એમાં ઉત્તમ આપણું, રઘુકુળ લે સન્માન. ૪૦

છપ્પા.

હતા આપણા લોક વીર[1] ઝાઝા આજેથી
હતા આપણા લોક. હિંદ મધ્યે નિરભેથી
હતા આપણા લોક, ધરમની ધ્વજા પ્રકારે
હતા આપણા લોક, વચન દ્રઢ ટેક વધારે
ગૌ બ્રાહ્મણનું પાલણ કરી, ખળ[2] ખંડન[3] કરતા ખરે
પણ આજ જેમ નિજ જ્ઞાતિમાં, ક્યાં કરતા કજિયા અરે. ૪૧
નહિં સાંખે જે બોલ, મશ્કરી રૂપ તુંકારો
કરે બોલમાં જુદ્ધ જીવ એવો છે ખારો
હણે હજારો વીર, ધીર નવ પાછા ફરતા
હોય કાળ સમ શત્રુ, તોય તેથી નવ ડરતા
નર એવા પણ નિજ નાતમાં સંપીને રહેતા સદા
અભિમાન મુંક તું આજ એ, શું તુંથી બનશે કદા. ૪૨
હતા આપણા લોક અનાદી કાળે એવા
વિદ્યાના ભંડાર, દયાના સાગર જેવા

---

૧ શૂરા ૨ દુષ્ટ ૩ નાશ.

પરોપકારે પૂર્ણ, હુન્નરે શોધ વધારે
ધર્મ તણા ધરનાર જોઇ જર કુબેર હારે
જરિ વ્હેમ કુસંપ હતો નહિં, ગુણ ગાન ગ્રંથ આજે કરે
એ નરના તનુ[1] આજે અધિક અવગુણથી ભરિયા અરે. ૪૩

મદિરા છંદ.

જે સમજુ અબળા[2] જગમાં નહિં તે અપવાદ વદે વદને
નીચ ત્રિયા[2] નિરભે બનિ કો' ઉચરે અવળા અપવાદ અને
એ અપવાદ તણો ડર ખૂબ ધરે લવવંશજ કેમ મને
એથી અપાર ખરાબિ બને પણ હાય હવે કહું શું તમને? ૪૪

દોહરો.

બુદ્ધિ હિણુ બકવા કરે, મનમાં આવે એમ
તેજ પ્રમાણે સુજ્ઞ જન, ચાલે સઘળા કેમ ૪૫
સ્વર નિંદે જો કાગડો, કોયલનો કો'વાર
બંધ રાખશે બોલવું, શું કોયલ તે ઠાર? ૪૬
તેમજ સ્ત્રી નિંદા વડે, શું તનયા દૂભાય?
જૂઠું મુખથી જલ્પતાં, કેમ ન જીભ કપાય. ૪૭
સજ્જન રૂપે સરવથા, બેસી મહાજન માંય
કેમ કરો અન્યાય આ. છે ચિત્ત અક્કલ કાંય. ૪૮
જન્મ થકી છે શરણમાં, તેને દૈ દુઃખ એમ
શરણાગત રક્ષક તણું, બિરદ ખુવો છો કેમ ૪૯
માટે મારા શેઠિયા, બંધ કરો એ ચાલ
તો થોડા દિનમાં થશે, સારા સર્વ હવાલ. ૫૦
દેખું અધિક રિવાજ હું, દુશ્મન સરખા દ્રષ્ટ;
વિચાર કરતાં વીર રે, પામું પૂરણ કષ્ટ. ૫૧
તેમાંના થોડા ઘણા, આજ દાખવું આંહિ
આશા રાખું આપની, સુધારવા મન માંહિ. ૫૨

---

૧ દીકરા ૨ સ્ત્રીઓ.

### કવિત્ત,

ખાન પાન વિષે અનાચાર દેખું આઠે જામ[1]
અનાચાર દેખું સદા ધર્મ રીત ભાતમાં,
કરે છે વિવાહે[2] વરા, ગજાથી[3] વિશેષે ઘણા
જાણે જાય લાજ મારી સગાંના સંઘાતમાં
પરનાત વિષે અઘટિત વ્યવહાર પેખું
દેખું છું કુસંપ મહા ક્રૂર દિનરાતમાં
વિદ્યાપર લક્ષ નથી આપતા ને વિદ્યા હીણુ
ગોરથી ક્રિયાનો ઘણો ગોટાળો છે જ્ઞાતમાં ૫૨

### દોહરા

એ સઘળા ચાલો બુરા, નિરખી બળતો નિત્ય;
કાણિયારીના કષ્ટનો, આ ઘા વાગ્યો ચિત્ત. ૫૪
રે લવવંશી કૃત્ય આ કયમ સાંખે કરતાર.
સ્વાન[4] સકટ[5] ખેંચ્યા સમો કાં તાણી લ્યો ભાર. ૫૫
બાળા[6] ગાય બરાબરી, જ્યાં દોરે ત્યાં જાય;
ઇશ્વરના ઘર ઉપરે, કેમ કર્યો અન્યાય. ૫૬
રાખી ન શકયા રત્ન સુત, તે પામિ પરિતાપ;
કુતરૂં કરડે કાંકરો, એમ કરો શું આપ. ૫૭

### ઇન્દ્ર વિજય છંદ.

જાય તનુજ[7] તનુ[8] તજીને તવ ખાળિ ન રાખી શકયા નિજ સ્થાને
હેત તજી કયમ હાથ વડે સુત બાળિ વિભૂતિ કરી સમસાને;
જોર કર્યું નહિં તેં જગથી જરિ તો પછી કે મનમાં જયમ માને,
વાંક વિના સુકુમારિં સુબાળકિ રાખ વિષે રગદોળવી શાને. ૫૮

### નાગપાસ-પ્રબંધ-કવિત.

અઘટિત અરે ચાલે ધિકારે અપાર લોકો
ગરીબ કુમારિકાને રાખો છો નિરાશમાં,

---

૧ પહોર ૨ લગ્નમાં ૩ ગુંજાશથી. ૪ કુતરૂં ૫ ગાડું ૬ દીકરીઓ ૭ દીકરો ૮ શરીર

રમાનાથ[1] ખેલ ખેલે ચિતે ચાહી સારા બુરા
તેમાં કરો બાળા દુખી નપાપી ઉદાશમાં;
ભલે અરે એને બીજા રૂપાળા રિવાજ ગણે
હુંતો રહું દાઝી તેથી અકારા ઉસાસમાં[2]
નહિં ખલકના[3] કરનાર ક્ષમા આપે એમાં
બાળાઓ બિચારી બાંધી શાને શેશપાસમાં[4] ૫૯

**શિશુયુક્ત નાગપાસ પ્રબંધ કવિત્ત.**

રે લુહાણા છોડો કેમ ધીર ધર્મ નેહ નેમ[5]
નાગણી સમાન[6] કયમ ખરે ઠર્યો કયાશમાં,
ખમા ખમા આપ કે'તા તે કન્યાને દુ:ખ દેતા
ક્રોધિ રૂપ ધારી લેતા તેને ધારી ત્રાશમાં
ગાય છોને[7] ગુણ બીજા છો અરિ[8] ગરીબના જા
પારધીના જેવી કજા લે શકયા વિનાશમાં,
કષ્ટ રૂપ તીર સાંધી અંગમાં વ્હોરી ઉપાધિ
બાળાઓ બિચારી બાંધી શાને શેશપાસમાં ૬૦

**ઇન્દ્રવિજય છંદ.**

આજ મને અનુમાન થયું મતિ થૈ લવવંશજની અતિ ગાંડી,
ભેળવી વિખ[9] અમી[10] કરીયું વિખ ડોળિયું ડાપણુ ડાપણુ છોડી;
છો દુહિતા[11] હિત[12] દ્રોહિ થએલ કર્યા નહિં તો કયમ ચાલ અનાડી
દેખ પુરાણુ અઢાર ધરી દગ[13] બાળ કુવારી કદી નથી રાંડી ૬૧

---

૧ લક્ષ્મીપતિ, વિષ્ણુ ૨ નિરાશામાં ૩ જગતના ૪ નાગપાસમાં ૫ પ્રેમના નિયમો ૬ મારૂં કહેવું એવું છે કે નાગણી જેમ પોતાનાં ઇંડાં જણુતી વખતેજ ખાઇ જાય છે તેમ આપણે આપણાં બાળકોને નાની વયથીજ દુખી કરીએ છીએ. ૭ ભલેને ૮ શત્રુ ૯ ઝેર ૧૦ અમૃત ૧૧ બાળકી ૧૨ સ્વાર્થ ૧૩ આંખ.

## ભુજંગી છંદ.

અરે એ લુહાણા નથી રીત સારી,
ઘણી કાં'ણિયારી તણી છે નઠારી;
મરે પુત્ર તેમાં કરો ક્રોધ શાનો ?
કહો વાંક એમાં કયો કન્યકાનો[1] ૬૨

પ્રભુને ગમે તે કરે સર્વ કાળે
નહીં નેક[2] તેને પછી કોઇ ખાળે;
કરો આમ એથી નથી માનવાનો, કહો૦ ૬૩

પ્રભુની ગતીને કહો કોણ પોચે,
સહુ પ્રાણુ એ પાસ દેખું અપોચે;
દુભાવે સુતા[3] પુત્ર ના આપવાનો, કહો૦ ૬૪

નથી બાળકી હાથમાં લેશ બાજી,
લડે ધર્મ રાજાથી જે ખૂબ ગાજી;
ન ફાવે સુતાથી કશો દાવ આનો, કહો૦ ૬૫

લલાટે લખે છે વિધિ અંક જેવાં
ખરે ખલ્કમ[4] મધ્યે બને ખેલ એવા;
ફરે ફેર એમાં કયો વીર દાનો[5], કહો૦ ૬૬

નિમે નેક આયુષ્યનો અંક એમાં,
ઘડી ના ખશે તે પછી અર્ધ તેમાં;
નથી કોઇ તેમાં વધુ જોડવાનો, કહો૦ ૬૭

ધિરે ધન આપે કદી અન્ન કોઈ,
વળી વસ્તુ ભાડે ધરે હાથ કોઈ;
ઉછીતું ન આયુષ્ય કો આપવાનો, કહો૦ ૬૮

ન ચાલે રમાનાથથી જોર ક્યારે,
કરી શું શકે બાળકી રંક ત્યારે;
સુતા દૂભતાં હર્ષ શું ઉર આણો, કહો૦ ૬૯

---

૧ લગ્ન નહીં થએલ બાળકી. ૨ નિશ્ચય ૩ દીકરી ૪ દુનિયા ૨ દાનસ્તો.

હતા આપણા જે દયાળુ વડીલો,
ન'તો દુષ્ટ બુદ્ધિ તેણો તે વશીલો;
ચડે વિપ્ર ગૌ સ્ત્રી હિતે ચિત્ત નાનો, કહો૦ ૭૦
હવેના થયા કૈક વાચાળ જેવા,
મતિ ટુંકી કો'નો દયાહીણુ હેવા;
કરે એક એ ગાયની વાર શાનો, કહો૦ ૭૧
દુભે બાળકી જે બિચારી ન પાપી,
દ્વિજો ગાયને શુ રહે સુખ આપી;
વૃથા વાદ લૈ શીર જે કુટવાનો, કહો૦ ૭૨
રૂવે બાળ આ આપણી દુ:ખ દેખી,
ધરે દુ:ખ માંહી તથાપિ વિશેખી;
અરે ગાય વારે કદી છે થવાનો ? કહો૦ ૭૩
જુઓ કૈક વૈધવ્યનુ[1] વ્રત પળે,
હતું ઇષ્ટ જાણી લખેલું કપાળે:
નથી બોધ કન્યા હિતે તે થવાનો, કહો૦ ૭૪
હશે સર્વના ચિત્તમાં એમ જાણે,
કુવારી રહે વીધવાના પ્રમાણે;
નથી કામ વિચાર એ આવવાનો, કહો૦ ૭૫
અને આ કરો છો કરે[2] કામ એવાં,
બુરાં પાપ એથી કહો અન્ય કેવાં;
કયો કષ્ટ છે આપનાં કાપવનો. કહો૦ ૭૬
અરે જે રિબાવે કુમારી બિચારી,
પુરા પાપના ધામના ભોગકારી;[3]
વશી ધર્મ ધામે દુ:ખી તે થવાનો. કહો૦ ૭૭
બિચારી કુમારી પિડાવા દુ:ખેથી,
કર્યા નિંદ્ય આ ચાલ કાં[4] કો' મુખેથી;

---

૧ વિધવાપણાનું ૨ હાથેથી ૩ ભોગવનાર ૪ કેમ.

નહીં દંડ આપે અરે ઇષ્ટ આનો? કહો૦ ૭૮
હણે લાકડી જેમ કો' સ્વાન અંગે,
લડે સ્વાન ક્યાં તે ખરા શત્રુ સંગે;
ડશે લાકડી તે કર્યો ચાલ આનો, કહો૦ ૭૯
સુતાને જતાં તે હિતે બાળ જે છે,
નહીં કાણિયારો કહો કેમ એ છે;
નહીં કેમ વેદો[1] દિશે લેશ આનો. કહો૦ ૮૦

### દોહરો.

દેખા દેખી સૌ કરી, રહ્યા ન કોઇ પછાત:
દોષ[2] વિના દુહિતા શીરે, શા માંડ્યા ઉત્પાત. ૮૧

### ભુજંગી છંદ.

ગણું વાંક તો એક દેખાય સીદ્ધો,
લુહાણાની થૈ લાડકી જન્મ લીધો;
વરી વેદના નર્કની આ નિહાળો,
બિચારી અરે બાળને કેમ બાળો? ૮૨
ઝુલાવી ફુલાવી ફુલાવી ઉછેરી,
જમાડી રમાડી શિરે હાથ ફેરી;
ભિડી છાતિએ કેમ દો ડાંમ કાળો. બિચારી૦ ૮૩
દિધાં ઢિંગલાં પોતડાં ખેલવાને,
થવા બોધ સંસારનો એજ બ્હાને;
થતાં યોગ્ય સંસારને કાં ઉકાળો. બિચારી૦ ૮૪
સવા સેર[3] ખાંડેથી સંતાપ કીધો,
ગળે કેમ ખાંડુ લઇ ઘા ન દીધો,
રિબાવો ગણી ચાલ જુનો રૂપાળો. બિચારી૦ ૮૫

---

૧ કાણિયારી કન્યા અને તેના લેનાર ઇત્યાદિ સાથે નહિં બોલવાના રિવાજને વેદો કહે છે. ૨ વાંક, ગુન્હો ૩ સવા-શેર ખાંડ વ્હેંચી સગાઇ કરીને.

ખરે ખલ્કમાં ખારથી[1] ભાર ખોવો,
નહિં ઘી મળે વારિ[2]ને કાં વલોવો;
નહીં રેતને પીલતાં તેલ ભાળો. બિચારી૦ ૮૬
ફુટેલી બધી અંટને ઘેડ બાંધી,
ચલાવી પશુ[3] પૂર્ણ વ્હોરો ઉપાધિ;
નહિં પા રતી પાણિ નિશ્ચે નિહાળો, બિચારી૦ ૮૭
ગણાવા ફકો આપણો સાવ સાચો,
રહો બાઝિજો ખોળિને કોઇ ખાંચો;
નહીં ખોળને માનશો તેલવાળો. બિચારી૦ ૮૮
હઠિલાપણું ત્યાગી હૈયે વિચારો,
કયા સુખથી આ ગણો ચાલ સારો;
મિયાં ટાંગ જેવો હવે તાલ ટાળો બિચારી૦ ૮૯
જમાનો ગયો જે પળે ચાલ જાગ્યો,
સહુ સંઘ આ આપણો દુઃખ પામ્યો;
વઢયા કાજ વેઢો કર્યો કેમ વ્હાલો. બિચારી૦ ૯૦

### અષ્ટપદા—પહેલી

હું રંગીલી રસીલી પ્યારી૦ એ રાહ

આવી દેખીતી અનીતિ રિતિ સારી શું ગણો.
સારી શું ગણો રિતિ સારી શું ગણો, આવી૦ ટેક
મન મોટા થઇને મ્હાલો, અહિં અવળા ચાલે ચાલો.
શું કુમારિકાને સાલો—રિતિ૦ ૧
દિકરીનું પાણિ ત્યાગો, નહિં દમડો એક માગો;
પણ આતો કાળો ડાગો—રિતિ૦ ૨
ભલપણમાં સૌને ભાવો, જઇ ભડને પણ ભડકાવો;
પણ અંદર અવગુણ આવો—રિતિ૦ ૩
રવિકુળની છાપ છપાવો, રઘુવંશી હું બતલાવો;

---

૧ વિરોધથી ૨ પાણિને ૩ અંટે જોડેલા બળદ, પાડા કે ઉટ.

તો આ શું નાક કપાવો !—રિતિ૦ ૪

સગપણ બચપણે કરાવો, લેવાને પર ઘર લ્હાવો;

શું બાળાને અકળાવો—રિતિ૦ ૫

વિણ લગ્ને હક નિજ માનો, એ દાવો સાચો શાનો !

શો કાણિયારીનો તાનો—રિતિ૦ ૬

મમ સત્ય અરજ ઉર માની, લ્યો પ્રાણ પ્રતિજ્ઞા આની

ડર માની જગ કરતાની—રિતિ૦ ૭

શું નથી જગેથી જાવું, તોફાન મચાવ્યું આવું;

ભરિ પેટ પ્રાગ પસ્તાવું—રિતિ૦ ૮

કવિત્ત.

સમય મળેથી સારી વયે બાળ વરાવાને
વિચારી વિચાર ખરો બન્ને વચ્ચે બાંધે છે.
સગપણ માત્ર નામ આપે એજ કારણથી
લગ્નથી ઓછું પ્રમાણી માન્યું એને વાંધે છે;
ભલે બન્ને વેવાઇ બન્યાનો સાફ સોદો કરે
તેથી શું તે દંપતિ સંબંધ શુદ્ધ સાંધે છે !
દંપતિ સંબંધ સાફ લગન થવાથી થાય
ત્યારે કાં બાળાને કાણિયારી કહી રાંધે છે. ૯૧

દોહરા.

એ કરાર ભાવિ હિતે, સગપણ શબ્દે સિદ્ધ;
વિણ લગ્ને બે બાળનો, સાંધો સાફ અસિદ્ધ. ૯૨
જયમ દોરા વિણ સોયથી, કબજા કોટ ન થાય;
શીવનારને મૂર્ખ કે' અંગે નવ અડકાય. ૯૩
તો તે પુત્ર જતાં મરી, બાળકિને શું હોય;
પવન અડે પલળે નહીં, વ્યર્થ ચાલ છે તોય. ૯૪
એમ સુણીને ઓચર્યો, વળતી જ્ઞાતિ વીર;
સમજ્યા વિણ તું સર્વ આ, બોલ્યો બની અધીર. ૯૫
દેખ વિચારી દીકરો, એ ઘરનો શૃંગાર;
તે જાતાં જોવાય કયમ, એ કન્યા ભયકાર. ૯૬

ને પુત્રી મરવા થકી, શું અવળુ કહેવાય.
સંબંધ બીજો થાય ને સ્નેહ ન જાય સદાય. ૯૭
કરતાં અન્ય સંબંધ કો' નડે ન હરકત એક;
કેમ કરી એ મશ્કરી, મૂરખ તજી વિવેક. ૯૮
કન્યા મરતાં તે તણો રહે સમ્બંધી જેહ;
કેમ કાણિયારો કહી, કોઇ વખોડે એહ. ૯૯
કન્યા જાય મરી કદા, તે તો ભારે સુખ;
ખરચ ઉગરે લગ્નનું, વળી ન વીતે દુઃખ ૧૦૦
પુત્ર જતાં એ પુત્રીને, કેમ કહે જોવાય;
ને તેના વરનારથી, કેમ વૈર ના થાય ૧૦૧
એ કન્યા વરનારનાં, સ્નેહિ સંબંધી જેહ;
નહીં વાર્યો એથી કહે, કેમ ન વૈરિ એહ ૧૦૨
વળી સગાં જે અમતણાં, તેને તેવું દુઃખ:
કોણ મૂર્ખ એવો બની, જોવા ચાહે મૂખ ૧૦૩
એ સુતનાં મા બાપથી અધિક સગાંને થાય.
માટે રાખે તે સહુ, વેઢો અધિ· સદાય. ૧૦૪
એ સ્નેહીને ધન્ય છે. જે રાખી બહુ હેત;
સહન કરે સુખ દુઃખ સદા, વેઢા એહ સમેત ૧૦૫
બોલ્યો વળતી હું મુખે, દુખદાયક સુણિ બોલ;
અરે વચન આવાં વદી. ભાઇ ખુઓ છો તોલ. ૧૦૬
કન્યા જાતાં તે ધરે, સગપણ અન્ય કરાય;
તો દીકરો જાતાં કહો, વેઢો ક્યમ કે' વાય. ૧૦૭
ઇશ્વરના ઉર છે સદા, નરનારી સમતૂલ,
વૈર ધરો બાળા પ્રતે, તે તો ભારે ભૂલ ૧૦૮
જો ન ચાહિએ ચિત્ત વિષે,કન્યા એકે કોય;
દૈવ ગતિથી જો કદી ધાર્યું સૌનું હોય. ૧૦૯
પુરૂષ વધે વસુધા વિષે, ન રહે એકે નાર;
એકે વખતે એ થકી, નાશ થાય સંસાર ૧૧૦

તેમ ન દિકરા હોય જો, તોપણ તેમજ થાય.
માટે બાળક બાળકી, સરખાં સદા ગણાય. ૧૧૧
કન્યાદાન સમાન કો એક ન પુંન્ય મનાય;
જગમાં એમ જણાય છે, ને ગ્રંથો પણ ગાય. ૧૧૨
જો પુત્રે સંસારમાં, ચાલે વંશ ખચીત;
કન્યાદાને તે[1] અને, બને સ્વર્ગમાં હીત[2] ૧૧૩
પામે કોઇ સુભાગિયા[3] દેવા કન્યાદાન;
રે લવવંસી ભ્રાત આ, શાને ભૂલ્યા ભાન ૧૧૪
પરમ સુશિલ વિવેક નિધિ, છો ન્યાયી મમંવીર;
તો પણ આ લઘુ વાત હિન, હું કુડું મુજ શીર. ૧૧૫

કિરિટ છંદ.

આટલી વાર કહ્યું મુખથી પણ લેશ વિચાર કર્યો નહિં અંતર,
એ જગનાયકની મતિને કદિએ નહિં રોકી શકે જરિમંતર;
સંશય આમ મને ઉપજે દુરબુદ્ધિ વસી ચિત કેમ નિરંતર,
બાળ કુવારિ રહે કયમ બાળકિ !!! તો પણ ચાલ કરો નહિં તંતર

મદિરા છંદ.

બંધિ ચહે વરવા તણિ તે પણ, અન્ય પ્રજા નથી એહ તણી;
ઊર ધરી ડર જે ન વરે વળિ, વૈર કરે સહુ ભેદ ભણી;
નાહક આમ કરે જન પાપ, ન માફ કરે પ્રભુ એમ મણી;
પત્ય કહું સુધરો જન, વીપતિ ભોગવશો નહિં તો બમણી.૧૧૭

દોહરા.

આ જગમાં સંકટ નડે, પરભવમાં નહિં સુખ;
આપ પુત્રિને દૂભતાં, આપ પામશો દુઃખ, ૧૧૮
સતિ કુંવારાં થઇ નથી, આગળ એકે બાળ;
પણ શું એ મરજી ધરી, આમ ચડાવો આળ. ૧૧૯
અને ફદી એ બાળકી, જોતાં ચિંતા થાય;
તો બીજાું નજરે ચડી, કેમ ન ઉર ગભરાય. ૧૨૦

---

૧ વંશ ચાલે. ૨ મુક્તિ મળે ૩ ભાગ્યશાળી,

### ઈન્દ્રવિજય છંદ.

એ સુતનાં નિરખી દ્રગ ભૂષણુ એ સુતની સ્મૃતિ શું નહિં આવે,
જો સ્મૃતિ આવી કરે ગભરામણુ તો નહિં તે કયમ દૂર ફગાવે?
બંધવ બેન એ પુત્ર તણાં નહિં કેમ નિહાળીને જંગ મચાવે?
અક્કલ આપ અનાડી ચલાવી જગે જન એમ કરે જયમ ભાવે.
જે પુરમાં મરિયો તનુ તે પુર દેખી નહિં મતિ શોચ ભમાવે,
જે જમતો અન્ન આપ મુખે સુત તે અન્નને મુખ કેમ ધરાવે?
બાળકિને વિણુ વાંક અરે અપવાદ ધરી અતિશે ગભરાવે,
અક્કલ આપ અનાડિ ચલાવી જગે જન એમ કરે જયમ ભાવે.
જે કર ઝાલિ રમ્યો દિકરો કર દેખિ ઉદાસી નહિં કયમ આવે,
વલ્લભ[1] અંગ ગણી મનમાં નહિં તે કરને પણુ આપ કપાવે;
સર્વ કુટુંબ વિષે રમિયો ગણિ એમ ન કેમ એ દૂર હડાવે
અક્કલ આપ અનાડી ચલાવી જગે જન એમ કરે જયમ ભાવી.
જેહ ત્રિયા તનથી ઉપજ્યો તનુ એમજ એ અગળા દગ આવે,
તોપણુ તે નિરખી ન ઉદાશ થવાય કહો કયમ એ મન ભાવે?
તે નિજ નારિથી થાય ઉદાશ તદા ઘર જંગલ શું ન જમાવે.
અક્કલ આપ અનાડિ ચલાવી જગે જન એમ કરે જયમ ભાવી.
એમ સમસ્ત નિહાળી થવાય ઉદાશ, ગ્રહાશ્રમ તેથી ન ફાવે,
જંગલ વાસ કરે વઈરાગ્યથી સંગ ત્રિષે તન તો પણુ આવે;
એ સુતની સ્મૃતિ આવી કહો કયમ શોચ નહિં તન ત્યાગ કરાવે?
અક્કલ આપ અનાડિ ચલાવી જગે જન એમ કરે જયમ ભાવે.
ત્યાગ કરે જગ તેમ ઘણાં જન એકજ મર્ણ તણા ગભરાવે,
એમ અપાર જતાં જગથી જન કેમ ઉદાશિ ન અંતર આવે?
શોચ રહે સઘળો જગમાં પછિ સૌ મન ધીરજ કેમ ધરાવે?
અક્કલ આપ અનાડિ ચલાવી જગે જન એમ કરે જયમ ભાવે
એમ અનેક સંબંધ થયેલ બીજા તનુ તે જમના કર આવે,
તો બધિ જ્ઞાતિ મરે અથવા જગ ત્યાગથી ત્યાગિનું નામ ધરાવે;
એમજ જ્ઞાતિ પ્રવાહ ઘટે દુઃખદાયક ખેલ શું તે ન ગણાવે?

અક્કલ આપ અનાદિ ચલાવી જગે જન એમ કરે જ્યમ ભાવે.
એમ બીજી બધિ જ્ઞાતિ વિષે પણ હુક્કમ એજ રિવાજ ચલાવે.
તો જગમાં જન રે' નહિ કોય, ખચીત વિચારથી અંતર આવે;
તો જગનો કરનાર કૃપાનિધિ કેમ નહિં પછી ક્રોધ ધરાવે?.
અક્કલ આપ અનાદિ ચલાવી, જગે જન એમ કરે જ્યમ ભાવે.
કારણ તેજ થકી નથી શોચ ધટારત એ ઉર લેશ ન લાવે,
ને જન વાંક ાવના સુકુમારિ બિચારી ઉરે દુઃખ આગ લગાવે
અંતર એથી બળે એતિશે પણ આપ કને મુજ દાવ ન ફાવે.
અક્કલ આપ અનાદિ ચલાવી જગે જન એમ કરે જ્યમ ભાવે,

## અષ્ટપદી બીજી.

નવિસારિયે રે નવિસારિએ એ રાહ.

ન ઉચારિએ રે ન ઉચારિએ
એક નિંદિત વ્હાલા વેણ ન ઉચારિએ. ટેક
ઈશ્વરના અપરાધિ થવું ને, ખોવી જગમાં લાજ;
ઉઠે ખરજવું આખા અંગે, ખાલિ ખણ્યાથી ખાજ. ન ઉ૦ ૧
વૈદ્યનું ઔષધ અંગે લાગે, જો પરેજી પળાય;
ખારૂં ખાટું જરિ ખાવામાં આવે પેટ ભરી પસ્તાય. નઉ૦ ૨
દડો પછાડો ભૂમાં જોરે, ઉછળી સામો થાય
એમજ આપણી નીચ રિતિ તે આપણથી અથડાય. નઉ૦ ૩
કુવાના કાંઠે શબ્દ કરો તો, પડઘા તેવો થાય
મીંડળ ખાતાં મથી મરો પણ પેટ ક્યાંથી પુરાય. નઉ૦ ૪
એમ અનીતિથી ચાલતાં આખર, પિંડમાં પીડા થાય
મોત નહિં પણ માની લેજો, અંતર તો અકળાય. નઉ૦ ૫
માનવ માનો આ પક્ષીનો મેળો, ભેળા થયો છે ભાઈ
સ્નેહની સાંકળ સત્વર સાંધો, ક્લેશ કરો ના કાંઇ. નઉ૦ ૬
આધા પાછા ફરિ ચરતાં દાણો, એક બીજાં અથડાય,
ખાલી વેળા તો તેજ ગુમાવે, બીજાં ખુશીથી ખાય, નઉ૦ ૭
ગાફલ રે'તાં ગોળો અચાનક, ગોફણનો પટકાય:

પ્રાગ ધરાયાં કે ભૂખ્યાં પણ, ઓચિંતાં ઉડી જાય. નઉ૦ ૮

દોહરા.

એ વચનોથી ઓચર્યો, વળતી જ્ઞાતિ વીર;
બસ બસ રે' તું બોલતો, લાત લાગશે શીર. ૧૩૦
અરે મૂર્ખ આ શું વદે, કીધા વિના વિચાર;
જુના સર્વ રિવાજને કેમ કહે દુઃખકાર. ૧૩૧
ગયા ચલાવી ચાલને, સમજી સઘળા જેહ;
નો'તા મૂર્ખ વડિલ કો, નકી આપણા એહ. ૧૩૨
આજે સુધી અનાદિથી સૌ ગણિએ સુખકાર;
શા માટે એ ચાલ તું મૂઢ ભણે ભયકાર. ૧૩૩
એ બુદ્ધિ ઉલટી વધી, અમને ભાષે એમ;
રખે બન્યો તું બાવરો, મસ્ત થયો છે કેમ. ૧૩૪
લાજ ન આવે બોલતાં, ચાલે જીભ ચડાપ;
વળગી ડાકણ ભૂત કે, પૂર્વ જન્મનાં પાપ. ૧૩૫
શું મૂરખ છઇએ બધા, છે સમજું તું એક;
ડા'પણ તજ એ ડોળનું, છોકરવાદી છેક. ૧૩૬
એ વચનો શ્રવણે ધરી, હું બોલ્યો મુખ બોલ;
વીર વિચારી પૂર્ણને, કરો વચનનો તોલ. ૧૩૭
શ્રીકૃષ્ણે ગીતા વિષે, આપ્યું પ્રગટ પ્રમાણ;
ઇષ્ટદેવના વચનને, અવશ્ય આપો માન. ૧૩૮

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ॥ तथा शरीराणी विहाय जीर्णा-न्यन्यानि संयाति नवानि देही ॥ गी० २। २२ ॥**

દોહરો.

જગમાં છેજ રિવાજકે, જુનું તે બદલાય;
જુની કાયા પરહરી, જીવ અન્ય તન રહાય. ૧૩૯
મેલાં વસ્ત્ર થએલ જે, તે સરવે ધોવાય.
સાંધા સમજો સ્નેહથી, તેમ ચાલ સુધરાય. ૧૪૧

જુનાં જીર્ણું થએલ જન, વસ્ત્રો બદલે જેમ;
નવા ચાલ સુભ ચાલુ કરિ, જુના તજવા તેમ. ૧૪૧
ચાલ ન જે છોડો જુના. છોડયો શાને એક;
સુખદાતા છે તોય પણ, વ્હાલો પ્રથમ વિવેક. ૧૪૨
દુઃખદાતા સમજાય તો, સુધારતા તે ચાલ;
વડીલના એ ચાલને, શાને તજિયો હાલ. ૧૪૩

ભૂજંગી છંદ.

હતો. આપણામાં રૂડો ચાલ એવો.
જુનો દુઃખકારી તજી ચાલ દેવો;
નવો સુખદાતા ચલાવે સમારી.
અરે રીત એ આપણે કાં[1] વિસારી ! ૧૪૪
સમો જોઇ કાશીપુરીથી સિધાવ્યા,
જુઓ ત્યાંથી સૌ સિંધુની તીર આવ્યા;
વસાવી રહ્યા નગ્ર[2] સ્નેહે સુધારી. અરે૦ ૧૪૫
હતા સંપધારી સહુ કાશી ધામે.
થયા તે કુસંપી નવા એ મુકામે[3]
પડયું નાસવું તો થયા સંપ ધારી. અરે૦ ૧૪૬
હતું આપણું કામ જે યુદ્ધ કેરૂં.
તજ્યું તે જુઓ રાજ્ય જાતાં ઘણેરૂં,
લીધું વૈશ્યનું[4] રૂપ અંતે વિચારી. અરે૦ ૧૪૭
સમાના[5] સમા[6] થૈ તજ્યાં બૌ મુકામો,[7]
અરે હાલ શું ગર્વ ધારો નકામો;
નવા ચાલ આ કેમ દીધા પ્રસારી ! અરે૦ ૧૪૮
હતા શુદ્ધ ચાલો વડા સુખકારી,
અવિચારથી એ રહ્યા છો વિસારી;
ગણાતું બધા જે ચડે જીભ મારી. અરે૦ ૧૪૯

---

૧ કેમ. ૨ લોહરગઢ. ૩ લોહર ગઢે ૪ વેપારીનું.
૫ વખતના ૬ બરાબર ૭ ઠેકાણાં.

મુખેથી કહો છો નવા તો ન થાએ;
તથાપિ સુધાર્યા બગાડયા ઘણાએ,
વદો બોલ રે તોલકારી સમારી. અરે૦ ૧૫૦

હરિગીત છંદ.

વીવા વિષે બહુ ચાલ ખોટા આજ આ દષ્ટે ચડે.
ને લગ્નના અઘટિત ખરચથી કરજ કષ્ટ ઘણું નડે;
તોપણુ વધારે ચાલ એવા ત્યાં મતિ મુંઝાય છે
કો'છો નવા નવ થાય તો કહો કેમ એ બદલાય છે ? ૧૫૧
સતયુગ વિષે સહુ રાખતા નિજ પાસ ચાદર ઓઢવા,
શીવેલ સુખદ પ્રમાણુ અંગરખાં કર્યા સુખ સાધવા;
આ કોટ જાકટ ખમીશ એ કયાં આદ્યનાં કે'વાય છે. કો૦ ૧૫૨
કો રાંડ જેવાં રાખતા પટિયાં શિરે ઘી નાખીને,
કો તેલ કે અંતર ફુલેલ ધુપેલ રે' શિર રાખીને;
ક્રમજા ગયા કુડતાં ગયાં, ગુચ્છી શિરે ઝલકાય છે. કો૦ ૧૫૩
મોટાઇ માની વસ્ત્ર ઝીણા, પ્હેરી નગ્ન જણાય છે,
સ્ત્રીના રૂપાળા ઘુંઘટે શુદ્ધ નેત્ર મુખ ચળકાય છે;
ચટકતી પ્હેરી મોજડી છટકેલ કાં છલકાય છે ? કો૦ ૧૫૪
ગીરવાણ[1] ભાષા શીખતા ને શોધતા શુભ હુન્નરો
બાહુ[2] બળે અરિ બાંધતા એ ચાલ કયાં તજિયો ખરો;
આજે કહો જણ એકથી હથિયાર કર[3] પકડાય છે ? કો૦ ૧૫૫
ક્ષત્રિ છતાં પણ બ્રહ્મકર્મ ભણ્યા ઋષિના આશ્રમે,
વેદોક્ત કર્મ હમેશ કરિ બ્રહ્મક્ષત્રિ બનિયા છો તમે;
પુરાણ ને વેદોકત કર્મ તજી ટિલાં ટપકાય છે. કો૦ ૧૫૬
પ્રતિપાળ ગૌ[4] બ્રાહ્મણ તણું કરતા વડિલો આપણા,
સ્ત્રી જાત પર હથિયાર ના કો' વાપરે કોપે ઘણા;
જુઠું ન મુખથી જલ્પતા[5] એ સિદ્ધ વાત જણાય છે. કો૦ ૧૫૭
શાંતિ હતી સતાઇ તે બ્રાન્તિ ભરાણી ન્યાતમાં,

---

૧ સંસ્કૃત. ૨ હાથના ૩ હાથમાં ૪ ગાય ૫ બોલતા.

રણધીર નામ તજી હવે ખપિયા બધા સ્ત્રી જાતમં:
નાકી દયા દિલથી બધી. શું સાફ ના સમજાય છે ? કો૦ ૧૫૮
આચાર જે આદિ તણો સૌથી ઘણો સારો હતો.
તેને તજ્યો દરકાર તજી શા કારણે જુનો છતો ?
મોટાઇ રાખો છો તમે ખોટાઇ પણ દરસાય છે. કો૦ ૧૫૯
પીવું ઘટે ના નીર તે ઘર અલગ બેશી કાં જમે ?
પરજ્ઞાતનો વ્યવહાર એવો સ્વાર્થના સારૂ ગમે.
સંખાય ના સંતાય છે પણ જીવ કયાં સંખાય છે ? કો૦ ૧૬૦
સારા ઘણા સંતાડિયા, નરતા રિવાજ વધારિયા,
જુના નવાના ભેદ ત્યાં નહિં અંતરે કયમ ધારિયા !
વિચારતાં એ વાતને તન મન અતિ અકળાય છે કો૦ ૧૬૧
આદિ ન કો' સ્ત્રી જાતને હાતા જરી દુ:ખ આપવા,
તો બાળકીને કો' ગુન્હા વિણુ કેમ દે દુ:ખ એ થવા ?
આ કાણિયારી ચાલ કુડો આઘનો ન જણાય છે. કો૦ ૧૬૨

ઇન્દ્ર વિજય છંદ.

ઔ દિનથી દરકાર વિના સુભ ચાલ ગયા કયમ તે નહીં ધોખો,
મોટપ કારણ માનિ રહ્યા પકડી અઘટિત વિચાર એ ચોખો;
જ્ઞાતિ ખરાબિની વાત સ્વિકારી ન, એ દુ:ખદા અમથા કયમ પોંખો.
સાવરણી ઘરમાં ન ફરે પછિ કેમ ભરાય નહિં મહિં ઓખો ૧૬૩

કવિત્ત.

જુના ચાલોથી ખરાબી બને છે અપાર આજે
રહ્યા છો તથાપિ બાઝી[1] એ વિચારો કેવું છે ?
સમજુનો ડોળ દાખી, મતિ મૂઢ જેવી રાખી
ડુબો દુ:ખ દધિ[2] વિષે એ ધિક્કારૂં એવું છે;
કા'ણિયારી નામ આપી 'રો' છો સુતાતે સંતાપી
દયા ના ધરો કદાપી. સુખ અને લેવું છે ?

---

૧ વળગી ૨ સમુદ્ર

સારૂં બુરૂં[1] ના વિચારી. રહો બુરે બાઝી તોતે
બાપના કુવામાં બુડી મરવાના જેવું છે. ૧૬૪

ઇન્દ્રવિજય છંદ.

સત્ય કહું મુખ વાત અરે સમજો સુખદા ઉર અર્જ પ્રમાણી,
સઘ[2] રિવાજ સુધા કરજો સહુ બાળકીનું દુઃખ અંતર આણી;
ઇશ્વરને ગમતી નથિ વાત નિશંશ કહું મુખથી વદિ વાણી,
દુઃખ નડે હરિ કોપ વડે સમજી સુધરો પ્રભુ આયસુ[3] જાણી. ૧૬૫

અષ્ટપદી-ત્રીજી.

બલિહારી રાસયા ગિરધારી—એ રાહ.

સમજી દિલ સાચુ કહ્યું માની,
સાણા ચેત આ તન પામી.
જગ ત્યાગી જાવું, આવું ન કરીએજી—ટેક.

માનવ તન ધારો વ્હાલા, મુસાફરી આવ્યારે;
આયુષ્ય ખરચિ હિત નાણું લાવીઃ સાણા ચેત આ૦ જગ૦ ૧
આવ્યા લેવ.ને વ્હાલા વસ્તુ, મન માનીરે;
ધર્મ દયા ને મુક્તિ સારી, સાણા ચેત આ તન૦ જગ૦ ૨
દીકા વિનાના વ્હાલા દેશમાં આવ્યા રે;
ઉતર્યા સંસાર ધર્મશાળા, સાણા ચેત આ તન૦ જગ૦ ૩
નીતિ, પ્રીતિ ને વ્હાલા ભીંતો વિવેક છે રે;
સત્ય ચુંનાથી છાંટયા માળા, સાણા ચેત આ તન૦ જગ૦ ૪
આવી બેઠા છે વ્હાલા મુસાફરો ઝાઝારે;
વિધ વિધ ઇચ્છાને ઉરે ધારી, સાણા ચેત આ તન૦ જગ૦ ૫
રે'વું ચેતીને વ્હાલા સૌની સંધાને રે;
ગાફલ થઈ ખોશો મુડી સારી. સાણા ચેત આ તન૦ જગ૦ ૬
વાદે બીજાને વ્હાલા ભીંતો ના બગાડો રે;
કાળા ધોળા અહિં કરી ખાલી, સાણા ચેત આ તન૦ જગ૦ ૭
લેશો ફિટકારો વ્હાલા શોભા નસાડી રે;
કર્તાને પ્રાગ ધોખો આલી. સાણા ચેત આ તન૦ જગ૦ ૮

---

૧ ખરાબ, નઠારૂં ૨ ઉતાવળા ૩ આજ્ઞા.

દોહરા.

જ્ઞાતિ વીર વદ્યો વળી, શઠ વદ વાત તમામ;
કયમ જાણ્યું તેં હુકમ છે, કમળાવરનો આમ. ૧૬૬
દુ:ખ સુખ જન સરવે શિરે, આવે કેડા મોર;
કોપ કેમ કે'વાય તો, શીદ કરે છે શોર. ૧૬૭
સ્નેહ ધરીને સાંભળો, મેં કીધું તેવાર;
રૂપ ધરી ગોવાળનું, કયમ રક્ષે કરતાર. ૧૬૮
તેંમ પ્રભુ પ્રસન્ન થઇ, બોધ ન દે તન્નમાર:
દુષ્ટ કરમ કરતાં નડે, દુ:ખ રૂપ દંડ અપાર. ૧૬૯
કહું એક અચરજ સમી, વિગત સહિત શુભ વાત;
નથી નકી એ કલ્પના, છે સાચી સાક્ષાત. ૧૭૦
નિદ્રામાં નિરધાર મેં, સ્વપ્ન નિહાળ્યું એક;
વિગત સહિત એ વરણવું, વ્હાલો અહી વિવેક. ૧૭૧
જગાડિયો નિદ્રા થકી, આવી બાળા કોઇ;
વિસ્મય પૂરણ પામિયો, સ્વરૂપ સુંદર જોઇ. ૧૭૨

નારાચ છંદ.

કુમારિકા સ્વરૂપ મુખ શોભીતું સુહાસ્યમાં,
ગ્રહેલ હાથ પુસ્તકો રહી વિંણા વિલાશમાં;
ચઢેલ શીર ચુંદડી ગુલાબિ સ્વચ્છ રંગમાં;
ધરેલ કંચુકી ઉરે હુલાશ અંગ અંગમાં. ૧૭૩
સુરંગ પ્હેરિ ઘાઘરી નુપૂર પૂર્ણ શોભતું,
મહાન ચંદ્રમા થકી અપાર મુખ ઓપતું:
દયામણું સ્વરૂપ સંગમાં ગ્રહો બિરાજતા,
કવીશ્વરો અનેક સંગ સેવતા હતા છતા. ૧૭૪
હતો ઉભેલ હંસ એક આાવ બાળ પાસમાં,
સ્વરૂપને નિહાળતો ઘડી ઘડી હુલાશમાં;
જણાય બાળ અંગમાં ભર્યાં અનેક ભૂષણો,
વિનંતિકાર દેવ સંઘ સંગમાં હતો. ઘણો. ૧૭૫

જગાડિયો જરૂર જોરથી મને રવપાણિએ;
બનાવિયો ખચીત સ્તબ્ધ મોહકારિ વાણિએ;
અરે તું બાળ ઉઠ, શું સુતો ગુમાર વેશમાં,
કુરીતને કઢાવવા તું આવિયો વિદેશમાં. ૧૭૬
લઇ રજા સ્વતાતની, તું આવિયો ધરા મહીં,
ન હુકમ ને સ્વિકારિયો અજાણ આવિને અહી;
વશી જીભે તથાપિ કેમ કામ ના કરે જરી,
દીધેલ સ્વચ્છ શીખ કેમ સાવ યાદ ઉતરી. ૧૭૭

દોહરા.

તું તારી જ્ઞાતિ મહીં, કર વિનતિ કરજોડ;
બાળા દુઃખ બતાવિને, અધમ ચાલ એ તોડ. ૧૭૮
નિરખી બાળ ન ઓળખી, નાહં સમજ્યો એ બોલ;
પુછ્યું પ્રેમે કરગરી, માત ભેદ સહુ ખોલ. ૧૭૯
કોણ વંશ અવતંશ તું, શું છે તારૂં નામ;
કેમ જગાડયો ઉંઘથી, શું છે એવું કામ. ૧૮૦
કોણ પિતા કોનો હુકમ, મોકલિયો શા કાજ;
કેમ ઉતાવળ આવડી, એ સમજાવો આજ. ૧૮૧
શું તું અંબા ખેચરા, ભદ્ર શિવા શ્રી રૂપ;
પણ વસિ છે જો જીભ તો, હોઇશ ગિરા સ્વરૂપ. ૧૮૨
પણ પૂરણ પરખાય ના, માટે બોલો માત;
કોણ આપ છો શી કહી, આમ ઈસારે વાત, ૧૮૩
પુજ્ય બાળિકા બોલિયાં, મમ શિર મુંકી હાથ.
પુછી પુત્ર બતાવું તે, વિસ્તારી સહુ વાત. ૧૮૪

વશંતતિલકા છંદ.

હે પુત્ર યાદ કર વિષ્ણુપુરી તણું તું,
તે તાતનો ખલક તેમજ બાળ તું છું;
તેણે મુંકયો જગ વિષે નિજ કામ સારૂ,
સંબોધિને સકળ આપી સલાહ ચારૂ. ૧૮૫

એવું વદ્યા વચન શ્રીહરિ શ્રીમુખેથી,
હુંતો તત્રાઙિં લવવંશિ સુતા દુઃખેથી;
જા પુત્ર તું અવનિમાં લવવંશ માંહી,
લૈ જન્મને વિનય ત્યાં કર ચિત્ત ચાહી. ૧૮૬

છે એ બધા મમ તનુ ભ્રમણા ભરેલા,
જુના રિવાજ દુઃખ દાયકને ચહેલા;
મિથ્યા કરી કરજ ખર્ચ વરે વધારે.
કન્યા અને લઘુ વયે સુત ના સુધારે. ૧૮૭
ભાષા ન કો શિખવતા નિજ બાળકોને,
બાળા ભણાવિ શકશે કયમ બાળ જોને;
ચાહે ન લેશ ચઢતી નિજ જ્ઞાતિઓની,
કો' તો કરે ગતિ ખરાબ સહોદરોની. ૧૮૮
ભ્રાતા તણા અરિ તણી કરિ પક્ષ કોપે,
કંકાશ કંટક તરૂ તણું બીજ રોપે;
નાંણું સંબંધિ સરવે ગતિ દુઃખકારી,
આપી સલાહ અવળી જન દે વિકારી. ૧૮૯
લેણા વિશે વિકટ વાત કરાવનારા,
દેણા વિષે સકળ લાજ હરાવનારા;
એવા ગુમાનિજનને દઈ શીખ સારી,
આચારની સકળ રીત તું દે સુધારી. ૧૯૦
ગીતો ગવાય અતિ નિંદ્ય વિવાહ માંહી,
સુ સંપવૃક્ષ સુખદાયક છે ન કયાંહી;
જ્ઞાતિ શિરે કટુ કલંક લગાડનારા,
તેના ઘણાક જન પક્ષ[1] સુખે થનારા, ૧૯૧
આપે કલંકિ જનને અતિ ઓથ આવી.
જ્ઞાતિ તણું સકળ બંધન દે ભુલાવી;

૧ પાંખ રૂપ મતલબ કે પક્ષ કરી બચાવી લેનાર.

બાળા બુડે દુઃખ દધી[1] વરના જવાથી,
આ જોર[2] કરે અરજ આમ દુઃખી થવાથી. ૧૯૨
સારૂ ખરાબ ન કદી ચિતમાં વિચારે,
ધારે ગતી સકળ ગાડરિના પ્રકારે,
ચાલે હમેશ જન એકની ચાલ દેખી.
બુરા હવાલ બનિયા ન શકાય પેખી. ૧૯૩
તું સદ્ય જા ખલકમાં ચહિને સુધારો,
હે પુત્ર આ હુકમ સુદ્ધ ઉઠાવ મારો;
જ્યારે થશે સુખિ અતી સઘળી કુમારી,
ત્યારે થશે સુખ ચિતે વળિ શાંતિ સારી. ૧૯૪
એવું કહી ખલકમાં તુજને પઠાવ્યો,
તેનો વિચાર હજી શું તુજને ન આવ્યો;
હું દેવિ છું સમજ બ્રહ્મ સુતા[3] કુવારી,
જીભે વશી નહિ સહાય થવા સ્વિકારી. ૧૯૫
આપી કળા કવિ તણી કરિ બોધ સારો;
તો એ ભૂલ્યો તનુજ તું સુભ ધર્મ તારો;
ચેતાવવા ફરિ તને અહિં આજ આવી,
હું છું સહાય મથ યત્ન સુખે ઉઠાવી. ૧૯૬

દોહરો.

એ વચને મેં ઓળખ્યાં માત ગિરાગંભીર.
કર જોડી મુખ ઓચર્યો સ્તુતિ નામી શીર ૧૯૭

नमामि शारदा देवि भजामि ब्रह्मनंदिनि ।
वंदामि कन्यके बाले सर्वदा वद्देधि मे ॥ १९८ ॥
यस्याः पाणि मृणालयोर्विलसितं विणा वरं पुस्तकं
हंसारोहति या चया विधि सुताः माता सुधानां शुचिः॥
सर्वे देव च पन्नगासुर जनान् या देविनामाश्रितं
लोकानां हितकारक सुमतिदा सारदां नमःभारति १९९

---

૧ દુઃખ રૂપી દરિયો ૨ બ્રહ્માની કુવારી દિકરી, સરસ્વતી.

## નારાચ છંદ.

નમામિ હંસ વાહની ભજામિ બ્રહ્મ નંદની,
રહેલ વ્યાપિ વિશ્વમાં તું વિશ્વલોક વંદની;
ધરી કરે વિણા સદા સુરાગને ઉચારતી,
સ.ત હે સહાય દા નમામિ દેવિ ભારતી. ૧૯૯
જણાય નાદ વાદ બે સ્વરૂપ શુદ્ધ શોભતાં,
ગણાય એક એજ આપ વિશ્વમાં દિશો છતાં;
નવે રસો નિમગ્ન થૈ ચહાય દાસ આકૃતી. સ૦ ૨૦૦
નિહાળિ રૂપ તાહરૂં કથાય ના સુઉપમા,
અપાર ચૌદ લોકથી બિરાજમાન છે પ્રભા;
લજાય તેજમાં રવી નિહાળિને મુખાકૃતી. સ૦ ૨૦૧
દિશે ચુડામણી શિરે નિહાળિ ચંદ્ર લાજતો,
જણાય શેશનાગ શીરનો મણી છુપાવતો;
હુલ્લાશ આ મુખાકૃતિથી દાસને વધારતી. સ૦ ૨૦૨
જણાય હસ્ત કંકણે જડેલ પદ્મકાર આ,
કળાય છે નક્ષત્ર ભાત ઓઢણી તણી અહા;
વગાડતી વિણા હંમેશ તાનને સમારતી. સ૦ ૨૦૩
વિંણા વિષેથી રાગ રાગણી સ્વરૂપ નીકળે,
ઉછાહથી અપાર આ કવીજનો જઈ મળે;
કવીશ રાગ રાગણી વશે વશે રૂડી રતી. સ૦ ૨૦૪
ગિરા વિના મુંઝાય માત સર્વ લોક દેવતા,
સદાય તેજ કારણે ઉમંગ ધારિ શેવતા,
દયા ધરી તું દાસનાં સમસ્ત કાજ સારતી. સ૦ ૨૦૫
વિદાર માતુ માહરાં તું સંકટો સમસ્તને,
હમેશ આપ શાંતિ ને સહાય સુખ તું મને;
નમી નમી હુલ્લાશથી કરૂં કપૂર આરતી. સ૦ ૨૦૬

## દોહરો.

આપ સુયશ કરૂણા કરી, હે જગ તારક માત,
છે મમ ઉર વિશ્વાસ એ, સ્હાય થશો સાક્ષાત. ૨૦૭

બોલો માતા બાળ ને સહુ સમજાવો વાત,
જઇ વૈકુંઠે કામ શું, કોણ કન્યકા જાત. ૨૦૮
આ જગમાં જગનાથની, માયા કરે વિહાર;
વશ એણે સહુ વિશ્વનાં, વરતાવ્યાં નરનાર. ૨૧૯
માટે પૂરવ જન્મની, યાદી રહે ન વાત;
એ કારણ આવી નડયું, માફ કરો તે માત. ૨૧૦
મ્હેર કરી જનની મને, સહુ સમજાવો પેર,
સ્મરણ થાય સરવે હવે, જે બનિયું હરિ ઘેર. ૨૧૧
અરજ સુણી એ ઓચર્યાં વનીતી વાણીમાંય,
સમજી સઘળો ભેદ ને, કર કન્યાની સ્હાય. ૨૧૨

### શાર્દુલ વિક્રિડિત છંદ.

બોલી બંધ તણું અપાર નિરખી. સંકષ્ટને સાલતું
બોળે ઓથ મનુષ્ય કે અમરની,[1] બેલી[2] ન કોઇ થતું:
અંતે અંત દુખે વપુ કૃષ બની વૈકુંઠ આવી ચડી.
જોડી હાથ રમાપતિ વિનવતી. બાળા રડે બાપડી. ૨૧૩
હે વિશ્વેશ લવંશ[2] આ હરાનશે, અજ્ઞાન આધીન છે.
ટુંકા રાખી વિચાર સાર ગણીને જે ગર્વમાં લિન[3] છે;
ના જોશે કુળ ધર્મને મન ગમી રીતે રહે ખાંતથી
કન્યાના સુખને વિલાપ કદિએ એ ધ્યાન દેતા નથી. ૨૧૪
કન્યાને દુખ દે અનિ સુત જતાં વેડાય તે કેટલું,
આપે કો અરજી અહીં[4] નવ ધરે ચિત્તે જરી જેટલું;
ત્યારે ત્યાં સુખ આશ શી, જગપતિ એવી રીતિ આદરી,
તે સૌને શિખ દૈ સુરિત શિખવો, સ્તુતિ શું ણી શ્રીહરી. ૨૧૫

### ચાબખો ૧ લો

અરજી સાંભળોને જગરાય
શે આ જ્ઞાતિમાં સુધારા થાય. ટેક.

---

૧ દેવની ૨ ઓથ. ૨ લવના અંશ, લવાણા. ૩ ગરકાવ.
૪ હમણાંજ કાછિયારીના લાકીથી લખાએલ એક અરજી વારાહી મહાજનને મળી છે.

નાની ઉમરમાં સુત કે સુતાનાં, સગપણ સરવે થાય;
ગુણ અવગુણનો ભાવ ન પુછે, જુએ ન જોડ જરાય. અરજી૦૧
લાવા લેવાને લક્ષણ છોડી. આનંદમાં ઉભરાય;
બાળા બિચારીનું સુખ ના તાકે, ધનને દેખી ધાય. અરજી૦૨
મા બાપ એ દરકાર ન રાખે, કન્યા દિવસ કેમ જાય,
લાકડે માંકડું એવું લગાડે, થાનાર હોય તેમ થાય. અરજી૦૩
આ કળિયુગના રાજની અંદર, અઘટિત કારજ થાય,
એકે નિયમ નથી આવરદાનો, બાળક પણ મરિ જાય. અરજી૦૪
જામાત્ર જાય મરી જો કો કુવારો, ત્યારે સંકટ બહુ થાય,
કાણિયારી એથી કન્યા કે'વાય છે, વીતે મને જગરાય. અરજી૦૫

ચાબખો ૨ જો.

કયાં કે' કણિયારી જઇ વાત.
વીતે સંકટ જે જગતાત. ટેક.

મરણ કુંવારા વરનું થવાથી, વેઠે મુસીબત માત.
સંતાન જોગી ઉમર થતાં પણ સગાઇની શી વાત. કયાં૦ ૧
લગ્ન કરે તો કેવા પ્રકારે, ઉચાટ રે' દિનરાત;
કુવો અવાડો કશું જુવે ના, જ્યાં ત્યાં વરાવે તાત. કયાં૦ ૨
નિરૂદ્યમિ નિર્ધન કે ધરડો, પામુ પતિ જો પશ્ચાત,
દેખું ન જીંદગીમાં દિન સુખનો, જાણુ આશો જુલમાત કયાં૦ ૩
સોકના સાલમાં સપડાઇ જાતાં, વ્હડવું પડે દિનરાત
મોટી માનીતી આળો ઓઢાડી, ખુબ ખવરાવે લાત. કયાં૦ ૪
સંકટ સ્હેવાં પડે તે સઘળાં, કેતાં તવાય જીવ તાત;
અંતર જામી નથી અજાણ્યું, રોતાં વીતે છે રાત કયાં૦ ૫

ચાબખો ૩ જો.

જ્ઞાતના રીવાજથી રઘુરાય
સાંભળો દુઃખ જે વેઠે કાય. ટેક.

મરતાં કુંવારા વરને પછીથી, તેના પિતા કે માય;
કાણિયારીથી બોલે નહીં કોઈ કુટુંબ સહિત સદાય જ્ઞાત૦ ૧

બાળા કુંવારી રાખવા ઇચ્છે અમને એવું જણાય
એવા હેતુથી બંધન બાંધ્યાં. ગ્નાતના ચાલો માંય. ગ્નાત૦ ૨
કાણિયારીને કોઈ વરે નહીં વરતાં ઇજત જાય;
એવું છતાં પણ કોઇ વરે તો પરતાવા સરખું થાય. ગ્નાત૦ ૩
પહેલા સંબધનાં સગાં સનેહી, વેઢા એથી વરતાય;
જાનમાં જાતા જોખમ લાગે, કોઇથી કજિયા થાય. ગ્નાત૦ ૪
એથી અધિક છે દુઃખ હરિ અમને, જાણો તમે રઘુરાય;
એવા રિવાજ સાવ બંધ પડે જો, તો સુખ અમને થાય ગ્નાત૦ ૫
ક્ષત્રિતણો છે ધર્મ અનાદિ, તરિયા સામે નત્ર જાય;
ગૌ બ્રાહ્મણ કે નારી જાતિનું, રક્ષણ એનાથી થાય. ગ્નાત૦ ૬
આવા લુહાણાના અઘટિત ચાલે, ઉલટું એથી જણાય;
રક્ષણ થવાનું કોરે રહે છે, આ તો ભક્ષણ થઇ જાય. ગ્નાત. ૭
કેવી સાખીતી દેખો દેખાડો. કન્યા દુભીને સદાય;
કૃપા કરી હવે અમને ઉગારો, એ ચાલથી જગરાય. ગ્નાત૦ ૮

## લલિત છંદ.

અરર ઓ પ્રભુ અર્જ સાંભળો, તમ સુતા તણાં દુઃખને દળો;
તમ તનુજના વંશમાં વસી, વિકટ ચાલ આ એક છે અસી. ૨૧૬
બહુ રિવાજ છે એમના ભલા, તદપિ નિંદ્ય છે ચાલ કેટલા;
વળિ કઠોર આ બેસુમારિનો, દુખદ ચાલ છે કાણિયારિનો. ૨૧૭
મધુ કદી પડે દૂધના વિષે, અતિ કુવાશ તે મદ્યથી દિશે;
જન ચહાયના એ વિગંધતા, અહિત કીર્ત્તિને તેમ ચાલઆ.૨૧૮
નહિં ધરે ઉરે એ વિચારને, બહુજ દુઃખ દે સર્વદા અંને.
સહન થાય ના એહ શ્રીહરી, વિકળના સદા ચિત્તને વરી. ૨૧૯
જનમ આપિયો કેમ એવિષે બહુજ બાળકી દુઃખમાં દિશે;
નજર ખોલિ એ કયાં જુએ જરી, ગતિ ખરાબ આ એમણેકરી
કવણ જન્મનાં પાપ આ નડે, દુખદ વાદળું આવિ આથડે:
કર થકી હરી શું તમે કરો, ગરિબ બાળકી દુઃખમાં ધરો૨૨૧

દિલ દયા ધરો તાત આસમે, તમ વિના પછી કયાં જશું અમે;
કવણ કાપશે દુઃખ રે હરી, ખચિત ઓથ છે આપની ખરી.

ઈન્દ્ર વિજય છંદ.

ન્યાય કરી હરી દુઃખ દળો કરિ સત્વના સુણિ અર્જ અમારી
સુખ નથી સપને જગનાથક લાયક કામ કરો અશુકારી.
અર્જ ધરે નહીં એકનીએ ઉર કેમ શકે જન કોઈ ઉગારી
સત્ય વદું નિરખું લવવંશજ વાપરતા બહુ બેન્દરકારી. ૨૨૩
લાજ થકી ન વદાય અને અમ અંતર પીડ કહો કુણ જાણે
લાજ તજી અરજી ઉચરૂં પણ કોઈ કરે નવ એ પરમાણે.
પૂર્ણ પુકાર કરૂં રડતી પણ કોઇ તણા નથી કાન ઠકાણે.
ધિક્ક મતિ લવવંશની શ્રીહરિ પીડ ન પારકી અંતર આણે. ૨૨૪
મહાજનની મહતા અતિશે પણ લાલ ન આગળના સમ ધારે
ચાલુ રિવાજ નહિ બદલે હરિ તો મમ અંતર કે વિધી ઠારે
કોણ કરે અમ વાર હવે લવવંશ ન કોઈ સુધારક ધારે
હાય હવે મુજને બનિયું જગજીવન આ જગ જીવન ખારૂં. ૨૨૫
આ તનને અકળાવિ નડે અણુબોલી રૂપી દુઃખ દાયક નારૂ[1]
વૈદ્ય ન કોઈ સુધારક રૂપી મળે હરવા હરિ દર્દ અમારૂં:
પિંડ જણાય સમું પણ અંદર પીડ નડે કુંણ પાસ પુકારૂં.
હાય હવે મુજને બનિયું જગજીવન આ જગ જીવન ખારૂં. ૨૨૬
શું કરૂં શ્રીહરિ હું જગમાં રહિ દુઃખ મટાડી શકે કુંણ મારૂં
આતમ ધાનિ તણા અધથી ડરિ પાણી નહીં મુજ પેટ હું મારૂં;
બેશુદ્ધ રોઇ હમેશ બનું વળિ શુદ્ધિ મળે મનમાંહિ વિચારૂં.
હાય હવે મુજને બનિયું જગજીવન આ જગજીવન ખારૂં. ૨૨૭
રે જગનાયક લાયક બિર્દ વિચાર કરી હરજો દુઃખ મારૂં.
કે હરજો જીવ આ તનથી અથવા બકશો દુઃખ સિંધુ ઉતારૂં;
છે વિશવાસ મને હરિ એથી નજીક રહી નમિ અર્જ ઉચારૂં.
હાય હવે મુજને બનિયું, જગજીવન આ જગ જીવન ખારૂં. ૨૨૮

---

૧ વાળાનું દરદ.

દોહરો.

એવું વદી રડી પડી, મુર્છિત પ્રભુની પાસ.
પ્રભુ તેને સાવધ કરી, બોલ્યા બની ઉદાસ. ૨૨૯

ઇંદ્રવિજય છંદ

સાંભળ બાળકિ વાકય હવે. નથી હું સુરતા જરી ભુલિ ગયેલો.
છે મુજને સહુ માલમ એ મમ સુત સુવંશ બન્યો સહુથેલો;
તુચ્છ રિવાજથી કોપ કરી મમ સેવક સંકટ નામ ગયેલો.
તેથી નહિં સમજ્યા જરિ એ પણ શુદ્ધ ઉપાય કરીશ હું વ્હેલો.૨૩૦

દોહરા.

ધર ધીરજ તું બાળકી, મુકીશ મારો દાસ.
વિનય કરી સમજાવશે. એ જઈ જગમાં ખાશ. ૨૩૧
એ અવસરની આગળે. જગકર્તાની પાસ;
જઇ આવી તું જગતમાં બેઠો હતો હુલાશ. ૨૩૨
આ સઘળું તેં સાંભળ્યું, તરત તવાયું ઉર:
ચિત રંજન ચિત ઓળખી, કીધો હુકમ હજુર. ૨૩૩
સુત તું જા સૃષ્ટિ વિષે, કર અબળાનું કામ;
આ કન્યાની અરજથી, મુજને નથી વિરામ. ૨૩૪
એમ સુણી તું ઓચર્યો, જોડી બન્ને હાથ;
શક્તિ આપો સર્વથા, સ્નેહ ધરી હે નાથ. ૨૩૫
હઠ કરશે ત્યાં સૌ મળી, ત્યાં શું હુંથી થાય;
ઉલટો ડર છે અંતરે, ન્યાય રીતે જગરાય. ૨૩૬

**पादपानां भयंवातः पद्मानां शिशिरो भयम् ॥**
**पर्वतानां भयं वज्रः साधुनां दुर्जनो भयम् ॥ २३७ ॥**

દોહરા.

સત્ય ઉચ્ચારી શ્રીહરી, બોલ્યા મુજ સંઘાત;
હે દેવી તું જા હવે, મમ સુત કર પ્રખ્યાત. ૨૩૮
વસજે જઇ રસના વિષે, ઇષ્ટ દેવિ થઇ આપ;
વિકટ વખતમાં બાળ આ, પામે નહિં પરિતાપ. ૨૩૯

એમ કહી આપી રજા, તું આવ્યો સંસાર;
હું જીમે જસિ તોય તેં, મેથી વાત વિચાર. ૨૪૦
હું ઠબકાના ડર થકી, ચેતાવું છું આજ;
ઊંડ ઊંડ ઉતાવળો, કરતું તારૂં કાજ. ૨૪૧
સમજણા વખતે સ્હાય છું, મળશે એહ પ્રસંગ;
જશ મળતાં જગમાં વળી, ઉમંગ વધશે અંગ. ૨૪૨
તિરસ્કારથી તું કદી, કરીશ નહિં તલભાર;
ક્રોધ કરીશ ન રોશથી, છે અવળો સંસાર. ૨૪૩
કડવી દવા ખવાય ના, મીઠું ઝેર ખવાય;
એવી ટેવ દિસે બધે, ચાલે એમ સદાય. ૨૪૪
પણ મહેનતનું ફળ નથી, જનાર તારૂં લેશ;
ધીરજ રાખી બોલજે, નમી અરજ ઉપદેશ. ૨૪૫
એમ કહી અદૃષ્ય થઇ, જગજનની તે વાર;
હું જાગ્યો નિદ્રા થકી પ્રગટયા પ્રૌઢ વિચાર. ૨૪૬
એજ વિચારે આટલી, નમ્ર અરજ કરી આજ;
મ્હેર કરી નરતા તજી, સારા ઘડો રિવાજ. ૨૪૭

## અષ્ટપદી ચોથી.

પિયુને શોધવા ચાલી—એ રાહ.

આડા શાસ્ત્રથી ચાલી નઠર થઇ કાં દયા છોડો;
કાં દયા છોડો નિડર થઈ ધર્મ કાં તોડો. નઠર૦ ટેક
ડોળતાં ડા'પણ ઘણું સુખ. ભેદ શા ભાખો;
ઠકરાત છે એ ઠાલિ દિલ પણ કયાં દયા રાખો. નઠર૦ ૧
આપી કદી ટુકડો ભિખારી, માગતા રાખો;
ના એ દયા સાચી ગણો, પણ પાપ એ દાખો. નઠર૦ ૨
ઓથ દઈ ઉન્નત કરો તો, તે દયા માનું;
છે ધર્મનું મુળ તો દયા, પણ નામ તે આનું. નઠર૦ ૩
શરણુ રાખી દુઃખિત એને, પીડવા નાચો;
નિશ્વાસથી ધિક્કાર દે, પણ શ્રાપ એ સાચો. નઠર૦ ૪

આશ્રયી સુખ ભોગવી જો, શાંત મન પામે;
આશીશ એ સુખદા સદા, પણ સ્વર્ગના ધામે. નડર૦ ૫
રોજ આશિશ હૃદયની સૌ, લ્યો સુખે આવી;
'કલ્યાણુ' કે મિથ્યા મુખે પણ તે ગયાં ફાવી. નડર૦ ૬
પુત્રિ થઇ જે શરણુ આવી, લાડકી લેખો;
મિથ્યાપવાદે પીડતાં, પણ કાં નહીં દેખો. નડર ૭
એ ગુન્હો જનરક્ષ પ્રભુનો, જે કરે જાણી;
દુઃખ ભોગવી નરકે વસે, પણ પ્રાગ તે પ્રાણી. નડર૦ ૮

દોહરા.

લવવંશી બોલ્યો સુણી, છે અમને સંદેહ;
બીના બને જે સ્વપ્નમાં, સાચી ન હોય તેહ. ૨૪૮
પણ હમણાં અમ આગળે, બોલ્યો વદને વાણ;
"કાણિયારીનો ચાલ આ જરી ન જુનો જાણ." ૨૪૯
તો તું કે ક્યારે થયો, શા માટે એ ચાલ;
કયમ ત્યારે સારો હતો, નબળો શાને હાલ. ૨૫૦
એ તું જો સમજાવ તો, સઘળી સાચી વાત;
સ્વપ્ન યથારથ માનીએ, ગણીએ સાચો ભ્રાત. ૨૫૧
એ વ્હાલી વાણી સુણી, સમરી શારદ માત;
પૂર્વ કથા વિસ્તારવા વળતી બોલ્યો વાત; ૨૫૨
ગિરા માતુને સ્વપ્નમાં, મેં પુછેલું એહ;
સકળ સુણો આખ્યાન એ, જાય સર્વ સંદેહ. ૨૫૩

કવિત્ત.

સધવાએ ચાલવું શી રીતે બોધ એજ અને,
વિધવા પ્રબોધ તેમ નજરે નિહાળ્યો છે;
બ્રહ્મનાર્દ પુરાણના ત્રીશમા અધ્યાય વિષે,
શાસ્ત્ર કરનારે સહુ સમજીને આલ્યો છે,
જોજોરે પુરાણ સ્મૃતિ ન્યાય કથા આદિકમાં;
આપણા રિવાજના સુબોધને સંભાળ્યો છે ?

કણિયારી શબ્દ બીજી જ્ઞાતિમાં જણાતો નથી,
એથી ખરી ખાતરી આ નવો ચાલ ચાલ્યો છે. ૨૫૪

દોહરા.

આવરદાનો આંકડો, સરખો સૌના કાજ;
સતયુગથી નિર્મિત હતો, જાણે સકળ સમાજ. ૨૫૫
કળિયુગના સંબંધ લગિ, એમજ ચાલ્યો ન્યાય;
તાત પ્રથમ સુત નામરે, જ્યમ આવ્યું ત્યમ જાય. ૨૫૬
કૃષ્ણ રૂપ કરતાર થઇ, લીલા કરી અપાર;
દોઢ લાખથી અધિક[1] સુત, પ્રગટાવ્યા સંસાર. ૨૫૭
જાદવકુળ જાડું થયું, એ ઉર આણી વાત;
રૂષી શ્રાપ નિરમિત કર્યો, જાદવને જગતાત. ૨૫૮
પ્રભાશમાં પ્રગટાવિયો, કલહ થવા કુળનાશ;
આપ મતે અવની પડ્યા, સરવે બની વિનાશ. ૨૫૯
પાછળ કૃષ્ણ સ્વધામમાં, પ્હોચ્યા પૂરણ કામ:
તેજ દિવસ ક્રમ તુટિયો બનવા લાગ્યું આમ. ૨૬૦
એમજ સતયુગથી હતો, ઇચ્છાવરનો ચાલ;
એ પણ એ અરસા વિષે, બની ગયો બેહાલ. ૨૬૧
નર નારીની જોડનું કઠિણ અતી જે કામ;
તે વૃદ્ધે વ્હોર્યું અને, સબંધ પાડયું નામ. ૨૬૨
એમ વળી આગળ જતાં, પ્રગટી રીત નવીન;
સંતતિનાં બચપણ થકી, સગપણ કરે પ્રવીણ. ૨૬૩
તેમ થયું વિક્રમ તણા, શકમાં શ્રાવણ માસ;
પંદરસો પાંસઠ વિષે, અધિક ધરી ઉર આશ. ૨૬૪
હતો એક રંઘુવંશમાં, સમજુ નર ખેંગાર;
તેણે કર્યું તનુજનું, શુભ સગપણ તે વાર. ૨૬૫
પાંચ વરસની બાળકી, સાત વરસનો સુત;
ઉચ્છવ કીધા આંગણે, વ્હાલ ધરી અદભૂત. ૨૬૬

---

૧. દરેક સ્ત્રીને દશ દશના હિસાબે ૧૬૧૦૮ રાણીઓના ૧,૬૧,૦૮૦ થાય.

પણ અકળિત ઇશ્વર કળા, કોઇથી કેમ કળાય;
રે' મનની મનમાં અને, હરી કરે તે થાય. ૨૬૭
તેમ થવાનું આ સમે, રોપાયું બી એક;
અણુસરથી આવી અડયું, કૌતુક કપરું છેક. ૨૬૮

મદિરા છંદ.

પુત્રને લાગુ થયો ક્ષય રોગ ઉપાય યથારથ ના કરિયા,
આવી ઇકોતર સાલ મહા સુદ આઠમ સૌ દુઃખમાં ધરિયા,
રોગથી ભોગ મળ્યા ભવમાં સુત પ્રાણ જતાં સઘળા ડરિયા,
પુત્ર વિયોગ રૂપી વહની વકરી ઉરમાં ભડકા ભરિયા. ૨૬૯

દોહરા.

સમજુ પણ સંકટ વિષે, બને બાવરો આપ;
ધીરજ ધરથી ના રહે, પ્રગટ થએ પરિતાપ. ૨૭૦
છે જગની એ રીત કે, જે નવીન શુભ થાય;
તે દેખી રગરગ વિષે, અધિક હર્ષ ઉભરાય. ૨૭૧
બુરું કામ બને કદા, એમજ પેલી વાર;
ચિંતા ચીરે કાળજું, સૌ જાણે સંસાર. ૨૭૨
પણ પાછળ બીજે બધે, જ્યારે દેખે એમ;
શાંત બને એ શોચના, ચિત્ત બને સ્થિર તેમ. ૨૭૩
તેમ થયું ખેંગારને, ઉપજ્યો ઉર વૈરાગ;
નાઠાનું નિશ્ચય કરી, જોવા લાગ્યો લાગ. ૨૭૪

મદિરા છંદ.

આ મુજ પુત્રનું ભૂષણ છે મન એ નિરખાય નહિં નજરે,
આ મુજ બાળકનો શુભ વીર, અરે લઘુ બેન હવે તજરે;
ધિક્ક કુટુંબ પડે નજરે, સુતને જણુનારિથી ઉર જરે,
ઉક નથી જગમાં જરિકામ, અરે જગનાયકને ભજરે. ૨૭૫

દોહરા.

આપ આપના અંતરે, નાઠાનું નિરધાર;
કીધું સુતના શોકથી, જે ઘરનાં નરનાર. ૨૭૬
તે સરવસ જાણી ગયાં; જ્ઞાનિ જન સૌ વાત;

હું હાકાર થયો બધે. આ દેખી ઉત્પાત. ૨૭૭
એ અવસરમાં વન જવા નાઠો નર ખેંગાર;
દાઝયા ઉપર ડામ સમ, શોચ કરે નર નાર. ૨૭૮

ઈન્દ્રવિજય છંદ.

તેજ સમે શિવનો ગણ એક હતો અવનીપર માનવ રૂપે,
આપ વિચાર કર્યો નિજ અંતર રે કયમ ધાર્યું હશે ભવ ભૂપે;
સૃષ્ટિ પ્રવાહ બધો ઘટશે. બનશે સઘળા જન સાધુ સ્વરૂપે,
આમ થશે ઉતપાત કદી પછી માનવ તો મરશે પડી કુપે.

દોહરા.

કામ જીવાડયો શંકરે, તેનો થશે વિનાશ;
એ કારણથી આજ હું, કાંઈક કરૂં પ્રયાશ. ૨૮૦
સાંમ દામ ભય ભેદથી, બોધી રાખું શાંત;
એમ ચડી ખેંગારથી, જઇ કીધી એકાંત. ૨૮૧

શાર્દુલ વિક્રિડિત છંદ.

આપ્યો બોધ બહુ ભલો સમજથી એકાંત ખેંગારને,
ટાળ્યો તેમ ઉરે થકી સરવના વૈરાગ્ય વિચારને;
શાંતિ ત્યાં પ્રગટાવિને શિવ ગણે કૈલાસ વાસો કર્યો.
દેખી બાળકિને પછી બનિ ગયો, સૌ સાથ શોચે ભર્યો ૨૮૨
આપ્યો'તો પ્રતિબોધ જે શિવગણે, ના તે ખસ્યો ઉરથી,
પામ્યા ને પરિતાપ એ જન બધા દેખી સુતા દૂરથી;
કોપ્યા ના પણ શોચથી દુઃખ ધર્યું તેથી થયું એ નકી,
આવે છે તનુ યાદ તો નજરથી, ના દેખશું બાળકી. ૨૮૩

દોહરા.

શિવગણ ભૂતળ હોત તો, સમજાવત સૌ રીત;
પણ પાછળ આવું થયે, વાત બની વિપરીત. ૨૮૪
તેથી તે શું બોલવું. બંધ રહ્યું તે વાર;
વળતી તેના વાદથી વરત્યાં સૌ નર નાર ૨૮૫
ઘરનાં પણ બોલે નહીં. દેખે લાગે લાજ;
વળી એમ બીજે થતાં, બનિયો એજ રિવાજ. ૨૮૬
પણ પાછળથી ચાલ આ વકરી થયો અપાર;

ડાળ મૂળ નાખ્યાં બહુ, કર્યો કેર દુ:ખકાર. ૨૮૭
શિવ ગણુ એ શિવ લોકનો પોચ્યો શંકર ધામ;
કોણુ હવે આવી અહી. બોધે લોક તમામ. ૨૮૮
વાડ વિના સઘળે ફરી, ચાલ રૂપી વિષ વેલ;
અરેરાટ નહિં ઉર વિષે, મનમા રાખે મેલ. ૨૮૯
વઢવાનું વ્હાલું ગણી, વેઢા પાડયું નામ;
વિણુ દરકારે દુ:ખ દધી. બુડી બાળા આમ. ૨૯૦
માટે એ મસ્તાનને, દૂર કરો દઇ ડામ;
લ્યો આશિશ અમગા તણી, છે અરજી મુજ આમ. ૨૯૧
એમ સુણી મુખ ઓચર્યાં, વૃદ્ધ વડીલો એમ;
છે દુ:ખદાયક ચાલ પણુ, થાય દૂર એ કેમ. ૨૯૨
એક ઉપાય ન અંતરે, આવે અમને યાદ;
કાંઇક શોધ ઉપાય તું, સ્વચ્છ સહીત મરજાદ. ૨૯૩
આમ હુકમ શુંણિ ઓચર્યો, સાભળજો મમ વીર:
બે ઉપાય એના ભલા, બોલું રાખી ધીર. ૨૯૪

અહિરા છંદ.

એક ઉપાય તો એજ દિશે ઉર, જે ઘર પુત્ર સંબંધ હતો,
તેજ ઘરે નિજ સંતતિ અન્ય; વરાવિ કરો શુભ પ્રેમ છનો,
બાળકિથી નહિં દેશ ધરોજરિ, રોકિ રહો વળિ કલેશ થતો,
નીરખશો દુ:ખદાયક ચાલ જરૂરપણે ડરિ દૂર જતો. ૨૯૫

ઇન્દ્રવિજય છંદ.

અન્ય ઉપાય વદું વદને વળિ, દષ્ટિ નિહાળી ખરેખર કુંણી
બાળકિ જે હતી પુત્ર તણે હિન તે ન કરો દુરભાગિણી પુંણી
અંતરનું તમ હોય સગું ઘર તેહ તણે હિત લેવી સલુંણી.
એજ ઉપાય દિશે અતિ ઉત્તમ દુખ રહેજ રહે વળિ દુણી. ૨૯૬
બોલવું તેથી પડે ન નિશંક રહે મરજાદિ જરૂર સલુંણી,
ઇશ્વરનો અપરાધ ન થાય ન બાધ ગણાય, ગણાય ન પુંણી;
નિર્દય તેમ થઇ ન નડાય, વધે અતિ પ્રેમ રહે મતિ કુંણી,
એજ ઉપાય દિશે અતિ ઉત્તમ, દુખ રહેજ રહે વળિ દુંણી. ૨૯૭

દોહરો.

ગાતી બોલ્યા સર્વ તે, વાત અટપટી એક,
કોણ પ્હેલ એવી કરે, તોડી નાખી ટેક. ૨૯૮

કવિ વાક્ય ઇન્દ્રવિજય છંદ.

એક બીજાની રિતે વરતે પણ નેક ઉપાય બતાવું હું એનો,
યાદિ કરો વિણ લગ્ન થએલ ગયો ગુજરી જગથી તનુ જેનો;
તે સઘળા સમજાતી અહીંજ સબંધ કરાય સુ બાળકી તેનો,
પાછળથી કરતાં લગ્ન તો મમવીર કહો અટકે જીવ સેનો? ૨૯૯

દોહરા.

દર વરસે દીવાળીએ, દ્રષ્ટી કરવી એક;
જો ન તજે કો ચાલનો, તેને કહી વિવેક. ૩૦૦
મેં કીધું તેવી રીતે, કરાવવા સંબંધ;
પૂરણ પચીશ વરસમાં, ચાલ થશે તો બંધ. ૩૦૧
એ વેઢા બેશી જશે, થાશે શુદ્ધ રિવાજ;
માટે પ્યારા પ્રેમથી, એમજ કરવું આજ. ૩૦૨

મદિરા છંદ.

કેક વધા મુખથી સુખદાયક આપી સલાહ ભલે અમને,
અન્ય વધા વદને ઉચરી નથિ અંતરતાન જરી તમને;
પીડ વિના ઘર કામ તજી બહુ ચોવટમાં નથિ લાભ અને,
કે જઇને માથ કોટિ પ્રકારથી પીડ સુતા તણિ જેજનને.૩૦૩

દોહરા.

કામ તજી ઘરનું બધું, તે કરશે પગ દોડ;
છે કારણ અમને કર્યું. માટે બકવું છોડ. ૩૦૪
એ અત્રાટત વાણી સુણી, મનમાં ઠરી વિચાર;
સમરી શારદ માતને, મુખથી કર્યો ઉચાર. ૩૦૫

ઇન્દ્રવિજય છંદ.

શું નથિ આપ સુતા સુતને શિર બાળવયે બિક માત થવાની?
આજ નથી તમને દુઃખ એ પણ વાત નથી જરિ વ્યર્થ જવાની;
પાંચ પચી પણ પેઢિ થએ પરિ ખાતરી દુઃખ ઉરે ભરવાની,
પિંડ ન જાળવશે પછીથી દરકાર પડે નહિં કેમ દવાની. ૩૦૬
જે તમ પુત્રિ નહિં પણ પુત્રની પુત્રિ તણો પતિ દે જમમારી,

તેમ પછી પણ પુત્રિ દુભાઈ દુખી બનશે કદિ સંતતિ સારી;
તે તમને દુઃખ કેમ નહીં ઉચરો મમ વીર સુરીત વિચારી,
સંતતિના હિતકાજ રિવાજ સુધા કરજો ઉર અર્જ ઉતારી. ૩૦૭

દોહરા.

સંતતિના સુખ કારણે, ધન સંચે જયમ સર્વ:
તેમ રિવાજ સુધારજો, મુકી મનનો ગર્વ. ૩૦૮
જ્ઞાતિ સુધારા કારણે, જાય ઘડી બે ચાર:
વ્યર્થ ગુજારી એ નથી તે ઘડી ધન્ય ઉચાર ૩૦૯
માટે મમ અરજી સુણી, સમરી શ્રી રઘુવીર;
દુખ હળવા કન્યા તણું, તુરત કરો તદબીર ૩૧૦
મહાજનના મન સાં ગમ્યું, કીધાં સાત સંબંધ;
મોટાની મોટાઇથી, કુચાલ પામ્યો બંધ. ૩૧૧
મહાજનની કરૂણા થતાં, શું ન સાંપડે ભાઇ;
સાત લગ્નની સહુ સ્થળે, પ્રસરી હર્ષ વધાઇ ૩૧૨
હળી મળી હર્ષે બધા, લોકાં ઉચર્યા આમ;
ભલેં, હોય તો કહાવજો, કદિ અમ સરખું કામ ૩૧૩
હું બોલ્યો ત્યારે નમી, જે જે નષ્ટ રિવાજ;
મેં સઘળા સંક્ષેપમાં આગળ કીધા આજ. ૩૧૪
એમજ અરજી કરીશ હું, આવ્યે પ્રસંગ આન;
દયા રાખશો આજની ભૂલી જશો ન ભાન. ૩૧૫
વક્ર વચન સુણિ રીશ કો, ના ધરશો ઉરમાંય;
અલ્પ મતિ છું તોય પણ, ગણી આપની બાંય. ૩૧૬

અંતર લાપિકા—કવિત્ત.

પરીક્ષક રૂપે રે વિચારજો આ શબ્દ મારા,
ખરા હિતકારી હોય એને ઉર આણજો.
જેને ગણો ખોટા તે તો આણશો ના અંતરમાં
શુદ્ધિ હજી રાખી તંત કોગટ ના તાણજો
રાખો સારા ડોલ સહુ ખાનપાન આદિકના
પ્રાગજીની આસ પુરી પ્રેમથી પિછાણજો.

આજે હું વિનંતી જીજે એટલી ઉચારૂં સારી
મારી અર્જ માની સુખી સૌને કરી જાણજો. ૨૧૭

દોહરો

વળી જ્ઞાતિ જન સૌ વધા અરજ તારીથી આમ;
કાણિયારી સુખ સાધવા, સંમત થયા તમામ. ૨૧૮

લુહાણા ભાઈઓ પ્રત્યે વિજ્ઞપ્તિ.

આ કલ્પિત સંવાદથી, વાલા જ્ઞાતિ વીર;
યોગ્ય ઉપાય કરો હવે, સુખ દુઃખ સહી શરીર. ૨૧૯

રાગ-ક્ષત્રિકુલંકનો

ઉઠાં ઉઠો એ વીર તમામ, ધંધો તો બારે માસ હશેરે,
કરો જ્ઞાતિ સુધારાનું કામ, ધંધો તો બારે માસ હશેરે. ૧
ચારે વાટેથી જાય છે લાજ. ધંધો તો૦
અરે આંખ ઉઘાડોને આજ, ધંધો તો૦ ૨
પિડા પામે છે બાળકી જાત; ધંધો તો૦
કરો સત્વર રક્ષણ ભ્રાત. ધંધો તો૦ ૩
શાને લજવો છો ક્ષત્રિનું નામ ધંધો તો૦
કેમ સુઝે છે આપને કામ ધંધો તો૦ ૪
લવ નામને લાગશે એબ. ધંધો તો૦
કયમ માર ચહીએ ગેબ ધંધો તો૦ ૫
તુચ્છ જાતિમાં જમતું કેમ ધંધો તો૦
અરે આચાર ખોયો એમ. ધંધો તો૦ ૬
વ્યાપે જ્ઞાતિ વિષે કંકાસ ધંધો તો૦
જેથી જાય છે સુખની આશ. ધંધો તો૦ ૭
તુટે જ્ઞાતિનું બંધન સાવ ધંધો તો૦
ખોટો ખાસ દિશે એ સ્વભાવ ધંધો તો૦ ૮
જુઓ અજાણ્યા કણબીની જાત ધંધો તો૦
ચાલે અવળો તો થાય બેહાલ ધંધો તો૦ ૯

| | |
|---|---|
| રાખે જ્ઞાતિનું બંધન એમ. | ધંધો તો૦ |
| અરે ઉદ્ધત બનીએ કેમ ? | ધંધો તો૦ ૧૦ |
| નથી વિવેકી ધર્મની રીત | ધંધો તો૦ |
| અરે એ કયમ ન.વે ચિત્ત. | ધંધો તો૦ ૧૧ |
| દિશે ગોરોમાં ઓછું જ્ઞાન | ધંધો તો૦ |
| દિશે ખાશી ઉરે અભિમાન. | ધંધો તો૦ ૧૨ |
| નથી રાખતા કાળજી કાંય. | ધંધો તો૦ |
| એક પલક જુગ સમ જાય. | ધંધો તો૦ ૧૩ |
| કુરૂક્ષેત્રનું આ નથી ધામ. | ધંધો તો૦ |
| નથી ભાલા બંદુકોનું કામ. | ધંધો તો૦ ૧૪ |
| આતો આપણા ટેકની વાત. | ધંધો તો૦ |
| ત્યારે શાને પડીએ પછાત. | ધંધો તો૦ ૧૫ |
| નથી ધારતા કયમ દરકાર. | ધંધો તો૦ |
| સુંણી પામરના પોકાર. | ધંધો તો૦ ૧૬ |
| ધરો નમ્ર અરજ આ ઉર. | ધંધો તો૦ |
| ભેળો પ્રાગજી માની જરૂર. | ધંધો તો૦ ૧૭ |

### માલિનિ છંદ.

૧ ૬ ૯ ૧ ૧૯૬૧

શશિ સર નવ ભૂમિ વર્ષના ચૈત્ર માસે
સુદિ પ્રતિપદ બુધ્ધે, પાર પામ્યો પ્રયાસે
સહુ મમ અરજી આ, વાંચી બાળા ઉગારો
દુખદ સકળ ચાલો, જ્ઞાતિ બંધુ સુધારો. ૩૨૦

### ઇંદ્ર વિજય છંદ.

આ મુજ વાકય ગણી અરજી ધરશો વિર સર્વ ઉરે વસતિમાં
આ હૃદયે અવગુણ હશે બહુ ફેર હશેજ પ્રયાગ મતિમાં.
આપ સમર્થ દિશો લવવંશજ હું તૃણ તુલ્ય કશી ગણતિમાં
અંતર ધારી દયા, સુણી અર્જ, સુતા ધરસો સવે સુગતિમાં ૩૨૧

### સમાપ્ત

# બત્રીસીની બોલબાલા.

અથવા

## રેત પીલતાં તો તેલ ન મળે.

### વસંત તિલકા છંદ.

રે સુજ્ઞ બન્ધુ વિનતિ મમ[1] કર્ણે[2] ધારો,
જાવા અધોગતિ બધી હૃદયે ઉતારો;
ભાશે હિતાવહ અહો સરવસ્વ ચેતી,
પામો ન તેલ મમ બન્ધુ પિલાય રેતી. ૧

શું શોધિ દુર્ગુણ કહું મુખ ચાવિચાવિ
નિત્યે નડે તદપિ સાહિ[3] રહ્યા નિભાવી;
શું જાણતા નથી હમેશ થતી ફજેતી, પામો ન તેલ૦ ૨

ચારે દિશાથી સુધરો સુધરો સુણાએ,
કેવી રીતે સુધરવું શુદ્ધ ના જણાએ;
જુદી જુદી રૂચિ નથી જરિ શાંતિ દેતી, પામો ન તેલ૦ ૩

કો'તો કહે વ્યસનને વળગી રહોને,
આ કોફિ બિસ્કુટ કુટી[4] ઉદરે[5] ભરોને;
ચુસ્થિ ધરે શિર ખરે સુધર્યા અથેતી[6] પામો ન તેલ૦ ૪

હુક્કો ફુંકે અફિણ ભાંગ બીડી પીએ જે,
ગાંજા તણા વ્યસનીઓ સુધર્યા ગણે તે;
ધર્મે સ્વઉન્નતિ નિતિ ન લહે રજેતી[7] પામો ન તેલ૦ ૫

શોક્રા લડાવિ ગુણવાન ગણાય ફૂલી
કંકાસ ખાસ કરતા દુ:ખને કબુલી;
મિથ્યાભિમાની વધુ ફેશનની ફજેતી, પામો ન તેલ૦ ૬

---

૧ મારી ૨ કાને ૩ પકડી, ઝાલી ૪ ખંડી ખંડીને, ભાવતું અને ન ભાવતું પણ ૫ પેટમાં ૬ આદિથી અંત લગી સંપુર્ણ, પુરેપુરા. ૭ રજ જેટલી થોડીક પણ

ઉદ્યોગ યોગ તજી આળસ અંગ રાખી.
સાંખો[1] પરાધિન દશા દુઃખ સ્વાદ ચાખી;
ચેતી શકો ન શિર ઝુકી જણાય હેતી[2] પામો ન તેલ૦ ૭

દેશીકળા તજી વિદેશી ગ્રહી જરૂરી[3]
ખાલી થયા નિધિ[4] ન આંખ ખુલી અધૂરી[5]
સાલ્યા અરે અજગરે નથી સાવચેતી, પામો ન તેલ૦ ૮

ખોટાં સુખો મન ચહી જન ભોળવાયાં,
જાણે સુખે મૃગજળે હરણાં તણાયાં;
લાચાર આ નિરખી હિંદ નવી[6] અથેતી, પામો ન તેલ૦ ૯

ડંફાસમાં ફકડ ફાસ હમેશ રે' છે,
આચારમાં વિણુ વિચાર ગતી ધરે છે;
લાચારી ધારિ મન રે' ફરીથી ન ચેતી પામો ન તેલ૦ ૧૦

ધારે કંઇક[7] જન ધોરણુ[8] ધ્યાન રાખી,
પત્રે લખી સહી કરે ન પળે કદાપિ;
શું આપશે બીજ વિના ફળ લેશ ખેતી, પામો ન તેલ૦ ૧૧

વિદ્યા ભણ્યે સુધરશે શિશુ[9] સર્વ કે' છે.
સુધારવા શિશુ નહિં હૃદયે ધરે છે;
ખામી ગુલામિ યુત જ્ઞાન નિશાળ દેતી, પામો ન તેલ૦ ૧૨

દાટેલ દ્રવ્ય ઘરમાંનું જરી ન જોતા,
કુક્ષેત્રમાં ખણિ ખણી[10] અતિ યત્ન[11] ખોતા;
આવી પ્રથા[12] પ્રતિદિને[13] જન આણુ લેતી,પામો ન તેલ૦ ૧૩

૧ સહન કરોછો ૨ તલવાર. ૩ જોઇતી વસ્તુઓ પરદેશી ખરીદીને ૪ ભંડાર, ખજાના. ૫ અર્ધિ ખુલ્યા છતાં પણ ૬ નવા પ્રકારની ૭ કેટલાક. ૮ નિયમો બાંધે. ૯ બાળક ૧૦ ખોદીખોદીને ૧૧ મહેનત ૧૨ રિતી, રિવાજ ૧૩ દરેક દિવસે, હમેશાં.

શું આર્યમાં નિરખી આર્યગિરા[1] જરાએ,
કયાં વેદ મંત્ર વિધિથી કદિ સંભળાએ;
આ પાણિનીˆ[2] ઉપર પાણિ નખાય નેતી.[3] પામો ન તેલ૦ ૧૪

પામ્યા યજુઃ[4] રવિથકી મુનિ યાજ્ઞવલ્ક્ય,
તે શીખવા રવિતનૂજ[5] બધા અશક્ય;
હા બાપની મિલકતે નથી હાથ રે'તી, પામો ન તેલ૦ ૧૫

એ બાપની મુડી[6] કટાઇ ધરી સમસ્ત,
બુદ્ધિ બણી સરળ બન્ધુની એથી વ્યસ્ત;[7]
જાણો તથાપિ જરિ ના દઢતા રહેતી, પામો ન તેલ૦ ૧૬

આ આપણો હક[8] હવે સહુ જાય ચાલ્યો,
વિજ્ઞાન[9] જ્ઞાન વિણુ સ્વાર્થ સહુ પ્રજાળ્યો;
રે' આપણી સહુ પ્રજા અજ્ઞ અજ્ઞ કેતી, પામો ન તેલ૦ ૧૭

ગીતા ભણે, અરથને વિણુ અર્થ[10] જાણે,
શ્લોકો પઢે[11] નિત્ય પ્રતે શુકના[12] પ્રમાણે;
ધારી મનુષ્ય તનુ[13] પક્ષિ થયા અચેતી,[14] પામો ન તેલ૦ ૧૮

આવા તથાપિ પઢિયા[15] ન વિશેષ દેખું,
રે રે જગે અભણુ બન્ધુ અપાર લેખું.
દાઝું દિલે દિલ ન વાત સ્વજ્ઞાત[16] લેતી, પામો ન તેલ૦ ૧૯

---

૧ આર્ય લોકોની ભાષા, ગિર્વાણુવાણી, દેવભાષા ૨ પાણિનિ મુનિનું કરેલ વ્યાકરણ, અષ્ટાધ્યાયી. ૩ હદ વિના. ૪ યજુર્વેદ ૫ સૂર્યવંશી, લુહાણા, બ્રહ્મક્ષત્રી. ૬ વિદ્યારૂપી બાપનું ધન ૭ ઉલટી ૮ વેદ વિદ્યા ભણુવાનો અધિકાર ૯ વેદાંતજ્ઞાન ૧૦ અર્થ ભણુવાની જરૂર નથી. ૧૧ પાઠકરે ૧૨ પોપટના ૧૩ શરીર ૧૪ અજ્ઞાન ૧૫ ભણ્યા ૧૬ દરેક પોતપોતાની જ્ઞાતો.

ગિર્વાણ વાણિ હિત શું વધતું[1] કહેવું
કાળાક્ષરો કુદિ ધરેલ કુકુંભ એવું;
દેતાં પ્રબોધ સુણિ વાત જણાય વ્હેતી, પામો ન તેલ૦ ૨૦
સ્થાપો ગુરૂકુળ[2] હવે અરજી સ્વિકારી,
સૌ આર્ષ ગ્રંથ[3] શિખવા દિલ ખંત ધારી;
સંપૂર્ણ જ્ઞાતિ કશી કેડ[4] ઉઠો અગેતી,[5] પામો ન તેલ૦ ૨૧
પાળે કંઈક પશુ પક્ષિ જિવાત જાતી,
મેલી મનુષ્ય ધિક્ પંગતિઓ રિબાતી;
આત્મોન્નતિ[6] વિણુ દયા કચરાઈ રે'તી, પામો ન તેલ૦ ૨૨
સંસારનું સુખ ગણાય ભુદેવ[7] જાતી,
તેની જુઓ સ્થિતિ સડેલ સમી જણાતી-
શું તુંડની[8] અશુચિ[9] પંડ[10] નથી વહેતી. પામો ન તેલ૦ ૨૩
સન્નારિની[11] સ્થિતિ નથી જરિ ઉચ્ચરાતી,
અજ્ઞાન ચેરિ[12] સમ રાખી સદા પિટાતી;
દીધું ન જ્ઞાન, વિણુ ભાન ધિક્કાર લેતી,[13] પામો ન તેલ૦ ૨૪
ભાગી-ઉધાઈ તરૂમૂળ[14] ખવાય વૃક્ષ,[15]
માલીક તે તરફ દે જરિ જો ન લક્ષ;
ક્યાંથી મળે ફળ કહો થઈ સાવચેતી. પામો ન તેલ૦ ૨૫
સંસારની જડ[16] ખરી જન નારિ[17] ધારો,
તે માંહિં હોય કદિ જ્ઞાન તણો ઉધારો;

---

૧ વધારે પડતું ૨ જેમાં વેદ અને વ્યાકરનો અ૦ હોય એવી સ્વદેશિ શાળા ૩ ઋષિ પ્રણિત ગ્રંથો ૪ કેડ બાંધીને, તૈયાર થઈને, હિંમત કરીને. ૫ જ્ઞાતિના આ વાનો ૬ માણુસ જાતિ પોતાની ઉન્નતિ. ૭ બ્રાહ્મણો. ૮ મોઢાની ૯ અપવિત્રતા. ૧૦ શરીર. ૧૧ સુંદર સ્ત્રીઓ. ૧૨ દાસી ૧૩ જ્ઞાન ન આપવાથી ધિક્કાર પામે છે. ૧૪ ઝાડના મૂળને ૧૫ ઝાડ ૧૬ મૂળ ૧૭ સ્ત્રીઓ.

તેનાથી સંતતિ થતી પણ એમ હેતી.[1] પામો ન તેલ૦ ૨૬
પંચો કદિ પ્રભુ વિસારિ પ્રપંચ સાધિ,
કીર્તિ જગે જરૂર એથી જરી ન વાધિ:[2]
દંડાય દેવ થકી એમ કદી અધેની, પામો ન તેલ૦ ૨૭
જ્ઞાતિ સુકાનિ[3] કદિ કાન કરેજ બુંઠા,
નિંદાય નેટ[4] જગ કોદિ પડાય ભુંડા;
લાચારિ એ નવ ચહો પ્રસરાઈ રેતી, પામો ન તેલ૦ ૨૮
મોટાઇ માની મન, મોટપને ન ધારે[5]
આડે ધડે અનિતિ વૃદ્ધિ કરે વધારે;
ખોટાઇ તે ખલક[6] માની ગણે ફજેતી પામો ન તેલ૦ ૨૯
મોતે મુએ સુત સગાઈ કરેલ ગોઇ,
જુઓ નહિં જમ થકી દિલ દેખી રોઇ;
વેદો ગણ્યે[7] પરમપીડ સુતા[8] સહેતી, પામો ન તેલ૦ ૩૦
આવા અનેક વિધ ચાલ સ્વભાવ રિતિ,
રેણી, કહેણી, મરજાદ, વિવાદ, નિતિ:
સાધો સુધારણ સદા સુખકારિ રેતી, પામો ન તેલ૦ ૩૧
[illegible]ત્રુ નથી પણ લઘુ હિતબન્ધુ ધારો,
[illegible]નું થવા સુભ, સલાહ ઉરે ઉતારો:
[illegible]ારો ન સ્વાર્થ દિલ દાઝ પુકાર આપે,
[illegible] આગનું હૃદય માત્ર પ્રભુજ માપે. ૩૨

---

નોંધ ૪

---

૧ સંતાનતો થાય પરંતુ અપકીર્તિ કરાવે એવાં ૨ વધતી નથી ૩ શક, જ્હાણરૂપી જ્ઞાતિને ચલાવનાર આગેવાનો ૪ નકી ૫ મનથી મોટા હોવાનો દાવો રાખે પણ મોટાઇ જાળવી રાખે નહીં ૬ દુનિયાં ૭ ગેલવા આણવાનો વાંધો માન્યે ૮ દીકરી.

# સપ્તપદી.

## ફટાણા પરિત્યાગ પ્રતિજ્ઞા.

### લાવણી–રાગ મસ્ત.

ટેકટેકાણે હવે અમારે. નિંદ્ય ફટાણાં નહિં જોઇએ; બસ નિં૦
એ કુળની મોટાઇ માની મન, નાક અમારાં નહિં ખોઇએ ટેક
સમજ વિના આ ગજબ થાય છે, એ સમજાવ્યું નહિં કોઇએ;
હાહા એથી અમે નિંદ્ય થઇ, નીચું મુખ રાખી રોઇએ. ટે૦ ૨
અઘટિત આવાં કૃત્ય ગણી સૌ, ધરમ અમારાં નહિં ધોઇએ;
શરમ ભરેલા શબ્દ ઉચારી, પિતા માત નહિં વગોઇએ. ટેક૦
દેખાદેખી ચાલ સ્વિકારી, નિશ્ચય નિંચું નહિં જોઇએ:
દૂધ પામવા ભેંશ ભરોસે, મસ્ત પાડાને નહિં દોઇએ. ટેક૦ ૪
સારૂં ખાવું સરસ પહેરવું, અભિમાને અક્કડ જોઇએ;
બદનામી વ્હોરી દુનિયાની, ભુંડું ગાવું નહિં સોઇએ. ટેક૦ ૫
નીચ વિદૂષક કરે ટેકડી, નથી સાંભળી શું કોઇએ:
માન અને મરજાદ ગુમાવી, જમિન ખોતરી નહિં જોઇએ.
સતિ સિતા, કુંતા, અનુસુયા, મન દ્રોપદી જેવાં જોઇએ;
ઘટઘટ વ્યાપક કરે કૃપા પ્રભુ, પ્રાગ શિખામણ નહિં ખોઇએ.

શરમ ! શરમ !! શરમ !!!